**પરામર્શક**
ગણેશ દેવી, અર્જુન રાઠવા, કાનજી પટેલ, અશોક  ચૌધરી

**સંપાદક**
જિતેન્દ્ર વસાવા

**અક્ષરાંકન**
સંજય રાઠવા, નિરજ કેંગે

**સમય અવધિ : ત્રૈમાસિક**

**કિંમત પ્રતિ અંક** : રૂ. ૩૦/-
**વાર્ષિક લવાજમ :**
વિદ્યાર્થી : રૂ. ૧૦૦/-
અધ્યાપક : રૂ. ૧૩૦/-
સંસ્થાકીય : રૂ. ૧૬૦/-

લવાજમ મનીઑર્ડર દ્વારા 'સંપાદક, પૂર્વપરા' નામે મોકલવું.

**પત્ર વ્યવહાર અને લવાજમ મોકલવાનું સરનામું :**
જિતેન્દ્ર વસાવા, સંપાદક, 'પૂર્વપરા'
આદિવાસી અકાદમી
'મંદાર'
મુ. પો. તેજગઢ ૩૯૧ ૧૫૬
તા.છોટાઉદેપુર, જિ. વડાદરા
ફોન નં. : ૯૮૭૯૩૦૦૧૩૨, ૦૨૬૬૯-૨૯૦૩૩૨
ઈમેલ : jitendra_academy@yahoo.com

**પ્રકાશક :**


PURVA PRAKASH
પૂર્વ પ્રકાશ
૧૦ સ્પ્રિંગ વ્યૂ, તક્ષ કોમ્પ્લેક્ષ ની સામે
વાસના રોડ, વડોદરા ૩૯૦ ૦૧૫
ફોન નં. : ૦૨૬૫ - ૨૨૫૧૫૨૪
ઈમેલ : purvaprakash.publication@gmail.com

**મુદ્રક :**
શિવમ ઑફસેટ, વડોદરા

# અનુક્રમણિકા

## કોરાજ ડુંગરેથી...

પ્રિય વડીલો/મિત્રો,

પૂર્વપરાનો આ બીજો અંક છે. મુખ્યત્વે પૂર્વપરામાં આપણે શિક્ષણ, સાહિત્ય, વિકાસ, વિદ્યાર્થીવિશેષ, કવિતા અને સાંપ્રત ઘટનાઓ તથા રૂબરૂ વાતચીત વગેરે વિભાગોને ધ્યાનમાં રાખી લખાણો મુકીએ છીએ. મોટેભાગે આ લખાણો લખનારાઓ ગુજરાત તેમજ ગુજરાતની બહારના પણ હોય છે. આપણામાંથી  શિક્ષણ સાથે જોડાયેલા વ્યક્તિઓ, વિદ્યાર્થીઓ, સામાજિક કર્મશીલો તથા બૌદ્ધિકો વગેરેનો આમા ખૂબ મોટો ફાળો રહેલો છે. આ અંકના પહેલા વિભાગમાં મહાશ્વેતા દેવી અને ગણેશ દેવી વચ્ચેનો વાર્તાલાપ છે. મહાશ્વેતા દેવી એ બંગાળી સાહિત્યના પ્રસિધ્ધ લેખિકા અને કર્મશીલ છે. અહીં તેમણે આપણા દેશની ૬૦ વર્ષમાં જે પરિસ્થિતિ ઊભી થઈ છે તેનું વાતચીત દ્વારા વાસ્તવિક ચિત્ર આપણી સામે સરળ રીતે મુકી આપ્યું છે.  ૬૦ વર્ષમાં એવું તો શું થયું જેના દ્વારા જમીન સુધારણા કાયદાથી આપણો દેશ સેઝ સુધી આવી પહોંચ્યો, ૨૦૦૨ના ગુજરાતના હુલ્લડોમાં લોકોની માનસિકતા, ઘરબાર વગરની જનજાતિઓના પ્રશ્નો, ભારતીય સાહિત્યમાં સમાજ ચિંતનનો શૂન્ય અવકાશ, દેશ ભરમાંથી ઊભા થઈ રહેલા સામાજિક આંદોલનો અને સરકારના ઘડેલા કાયદાઓની સ્થિતિ- આ બધું જોતા આઝાદીના સમયના સપનાઓનું જે ચિત્ર અને ભવિષ્ય આપણે જોયુ હતું તે ચિંતાજનક સ્થિતિએ આવી પહોંચ્યું છે. તે વિષે ડૉ. ગણેશ દેવી અને મહાશ્વતા દેવીએ પોતાના જીવનકાળ દરમિયાન નજરો-નજર જુએલા આપણા ભારતની હાલની સ્થિતિ ઉપર સહ ચિંતન કર્યુ છે. છેલ્લે, તેમણે મહાશ્વેતા દેવીની 'દ્રોપદી' નામની કથામાં દ્રોપદીના પાત્રની પોલીસ દ્વારા જે દશા કરી મુકવામાં આવે છે તેવી જ દશા આપણા દેશની પણ  કરી  મુકવામાં આવી છે એ વાતની સ્પષ્ટતા તેમની વાતચીતમાંથી આવે છે.

આ અંકના સાહિત્ય વિભાગમાં ડૉ. ભગવાનદાસ પટેલ દ્વારા ભીલ ગીતોનું સ્વરૂપ અને ધાર્મિક ગીતોના વિવેચનનું સંપાદન કર્યુ છે. તેમાં ખાસ કરીને તેમણે ખેડબ્રહ્મમાનાં ડુંગરીભીલોના સાહિત્યને ધ્યાનમાં રાખી તેના સાહિત્યના સ્વરૂપની વિસ્તારથી ચર્ચા કરી છે. અહીં 'લોક' શબ્દના વિશાળ અર્થને ધ્યાનમાં રાખી મૌખિક પરંપરાને સમજવું જોઈએ તથા લોકસ્વરૂપોને વર્ગીકરણ કરતી વખતે તેના પ્રચલિત નામ કાયમ રાખવા જોઈએ એવો આગ્રહ તેમણે સેવ્યો છે. ડૉ. હસુ યાજ્ઞિકે જે 'આદિવાસી લોકવિદ્યા'ને ભારતીય અને ગુજરાતી લોકવિદ્યા ક્ષેત્રે એક સ્વતંત્ર ધારા તરીકે સ્વીકાર કર્યો છે તેનો અહીં લેખમાં ગંભીરતાથી વિચાર કર્યો છે. સ્વરૂપ અંગે કેટલાક મુખ્ય લક્ષણોની તેમણે ખૂબ જ ઊંડાણથી વાત કરી છે. ગીત, ગીતગાનાર (ગીતારી, ગીતારો), ગીત કઈ રીતે જન્મે છે, ગાયકના ચિત્તમાં તે કઈ રીતે આકાર પામે છે અને સહાયકો કે રાગીયા દ્વારા ગાયકને કઈ રીતે શૂર ચડાવાય છે તથા ગીત શબ્દો રૂપે મુખ દ્વારા કઈ રીતે બહાર આવે છે તે અંગે અહીં સરળ ભાષામાં ડૉ. ભગવાનદાસ પટેલે વાત કરી છે.

સામયિકના શિક્ષણ વિભાગમાં યોગેન્દ્ર યાદવનો લેખ મુકેલો છે. યોગેન્દ્ર યાદવ વિકાસશીલ સમાજ અધ્યયન પીઠ, નવી દિલ્હીમાં રહીને શિક્ષણના કામ સાથે જોડાયેલા છે. તેમણે આપણા દેશમાં ચાલતા પ્રાથમિક શિક્ષણની વ્યવસ્થા, પાઠ્યપુસ્તકો અને પાઠ્યક્રમની સમસ્યાઓ અંગે વાત કરી છે. બાળકોને પાઠ્યપુસ્તકો દ્વારા દેશની રાજનીતિ વિષે જે ભણાવવામાં આવે છે તેનું તેના ગામડાની રાજનીતિ સાથે કોઈ સંબધ નથી અથવા તો આપણા દેશના લોકતંત્રનું શિક્ષણ યોગ્ય રીતે બાળકોને આપવામાં નથી આવતું અને અપાય છે તો તેની સાથે તેનો કોઈ સંબધ નથી. તે અંગે યોગેન્દ્ર યાદવે વાત કરી છે તથા તેની સમસ્યા કયા રહેલી છે તે વિષે સ્પષ્ટતા કરી છે. દેશમાં કોની સત્તા હોય છે? આવા સામાન્ય પ્રશ્નનો જવાબ પણ તમને ખબર હોતી નથી. લોકસભા અને રાજયસભા શું છે તે અંગેનો બાળકોને કંઈ ખાસ ખ્યાલ આપણા પાઠ્યપુસ્તકો દ્વારા ઊભો થતો નથી એટલે કે મૂળ રૂપે આપણે ત્યાં બાળકોને રાજનીતિનું શિક્ષણ આપવામાં આવતું નથી અથવા તો આપવામાં આવે છે એમાં કંઈ ખાસ તથ્ય રહેલું નથી–આ વાતને યોગેન્દ્ર યાદવે સરળતાથી અહીં મુકી આપી છે. આ જ વિભાગમાં અર્જુન રાઠવાએ શિક્ષણનો વ્યકિત અને સમાજજીવન સાથે શું સંબંધ હોય છે તેનો લેખ રજૂ કર્યો છે. તેમા તેમણે અંગ્રેજોની શિક્ષણ નીતિ સામે ગાંધીજીનો સંદર્ભ મૂકી આજની શિક્ષણ નીતિ વિષે વાત કરી છે. મુખ્યત્વે શિક્ષણની વ્યવસ્થાની ખામીઓ ઉપર તેમણે પ્રકાશ પાડ્યો છે. ખાસ કરીને આ લેખમાં ગામડાના વિદ્યાર્થીઓને ઉચ્ચશિક્ષણ કે તક્નીકી શિક્ષણ અંગે સુવિધાઓના અભાવ વિષે વાત કરી છે. ગામડાના ક્ષેત્રે વિદ્યાર્થીઓને માર્ગદર્શન મળી રહે તે પ્રકારની વ્યવસ્થા ઊભી કરવી જોઈએ તેવો વિચાર દૃઢપણે અહીં રજુ કર્યો છે જે આજના સમયની ગ્રામીણ ક્ષેત્રોની જરૂરીયાત બની રહી છે.

આ જ વિભાગમાં પ્રકાશ પરમારે આજના શિક્ષણમાં વિદ્યાર્થીનું સ્થાન કયાં છે તે અંગે વાત કરી છે. તેમણે શિક્ષણની ઊભી થયેલી આખી પરિસ્થિતિનું મૂલ્યાંકન કરી અંતે કહ્યું છે કે, માત્ર પરિક્ષા લક્ષી શિક્ષણથી બાળકોમાં શ્રમરુચિ ઘટી ગઈ છે. જીવન વ્યવહારની કોઈ કુશળતા તેનામાં ઊભી થતી નથી. વાંચવા–લખવા અને ગોખવાના શ્રમથી તે થાકી ગયો હોય છે. પરિણામે તંદુરસ્ત સમાજ અને જનજીવન ખોરવાઈ ગયુ છે. સ્વસ્થનાગરિકનું ઘડતર કરવાની બાહેંધરી આજનું શિક્ષણ આપી શકે તેમ નથી એવું તેમના લખાણમાંથી આપણને જાણવા મળે છે.

સંતરામપુર કૉલેજમાં અભ્યાસ કરતી ગામડાની વિદ્યાર્થીનીઓની સામાજિક, આર્થિક સમસ્યાનો ડી.વી.વીરપરા અને રઘુનાથસિંહ ધામોત દ્વારા અભ્યાસ લેખ તૈયાર કરવામાં આવ્યો તે અહીં શિક્ષણ વિભાગમાં સમાવેલો છે. ખાસ કરીને કૉલેજમાં અભ્યાસ કરતી ગામડાની બહેનો નો અહીં અભ્યાસ થયેલો છે. અભ્યાસ કરતી આ બહેનોની સામાજિક સ્થિતિ અને આર્થિક સ્થિતિની તેમના શિક્ષણ પર કેવી અસર થાય છે અને તેના દ્વારા તેમની માનસિકતા કેવી બને છે તેનો અભ્યાસમાં ઉલ્લેખ જોવા મળે છે. એ ઉપરાંત પંચમહાલમાં રહેતા વિનુ બામણીયાનો વિદ્યાર્થી, વાલી અને આપણી પરિક્ષા અંગે ટિપ્પણી કરતો લેખ અહીં સંપાદન કર્યો છે. આજના સમયે વિદ્યાર્થી અને વાલી જે રીતે શિક્ષણના વાવાઝોડામાં ઘેરાયા છે તે જોતા વિન બામણીયા લખે છે કે, શિક્ષક આખુ વરસ ભણાવે છે પણ તન–

મનથી નહીં તેથી વિદ્યાર્થીઆખું વરસ અચેતન મને જીવે છે.

આ અંકના વિકાસ નામના વિભાગમાં ગિરીશ ચૌધરી, અરવિંદ પ્રતાપ અને અશોક ચૌધરીના લેખોનું સંપાદન કરેલું છે. ગિરીશ ચૌધરી એ મૂળ વ્યવસાયે શિક્ષક છે. તેમણે વિકાસના સંદર્ભમાં ગામડાની ગ્રામસભાની સ્થિતિનું મૂલ્યાંકન કર્યુ છે. 'અપને ગાઁવમેં અપના રાજ'ની બ્રહ્મદેવ શર્માની વાતને સામાન્ય ગામડાના લોકો જાણતા પણ હોતા નથી તેથી સરકારી અધિકારીઓ પોતાના નક્કી કરેલા કામો અંગે ગ્રામસભામાં ઠરાવો પાસ કરી લેતા હોય છે. તે વાતને તેમણે અહીં લેખ રૂપે રજૂ કરવાનો પ્રયાસ કર્યો છે. શ્રી અશોક ચૌધરી જેઓ સામાજિક કર્મશીલ છે તેમણે કુદરતના વિકાસમાં મનુષ્યનો ઉદ્‌ભવ અને વિકાસ કઈ રીતે થયો તે વાતને સરળતાથી સમજાવવાનો પ્રયાસ કર્યો છે. ગ્રહોની નિર્મિતિ, વાતાવરણ, જુદા-જુદા આવરણો અને તેમાં સજીવસૃષ્ટિની ઉત્પત્તિ અને પ્રકૃત્તિ મુજબ જીવોનો જન્મ-મૃત્યુ અને વર્તનના વિકાસની વાત પણ આવરી લીધી છે. મનુષ્યના આવિર્ભાવના જુદા-જુદા તબ્બકાઓ તથા મગજનો વિકાસ અને ભાષાની ઉત્પતિ-વિકાસ, જરૂરીયાતોમાંથી વસ્તુઓનું સર્જન અને તેનું સંરક્ષણ વગેરેની મનુષ્ય જીવન સાથે સાકળીને વાત કરી છે.

અંકના સાંપ્રત વિભાગમાં આદિવાસી સાહિત્યકાર ચામુલાલ રાઠવાના દેહાવસાનના પ્રસંગ નિમિતે તેમના વ્યક્તિત્વ અને સાહિત્યસર્જન અંગે બે લેખ સંપાદન કરેલા છે. વિશ્રામ વળવીએ તેમના જીવન અને સાહિત્ય અંગે થોડી વાત કરી છે પરંતુ સચોટ. ચામુલાલ રાઠવાની સંશોધનાત્મક દૃષ્ટિની પણ તેમણે સ્પષ્ટતા કરી છે. તેઓ કહે છે કે, તેમણે મહારાષ્ટ્ર, ગુજરાત, મધ્યરપ્રદેશ અને રાજસ્થાનમાં ફરીને આદિવાસી સંસ્કૃતિ, ભીલોનો ઈતિહાસ અને ડાંગી-દેહવાલી ભાષાનો અભ્યાસ કર્યો છે. ચામુલાલ રાઠવા મૂળ આદિવાસી કવિ હતા. તેની કવિતાઓ વિષે પણ વિશ્રામ વળવીએ થોડીક વાત કરી છે જયારે વીરસિંહ પાડવી ચામુલાલ રાઠવાને માનવમુકિત માટે ઝુઝનારો તેજસ્વી સાહિત્યકાર કહીને તેના સાહિત્યિક મૂલ્યને વખાણે છે.

વિદ્યાર્થીવિશેષ વિભાગમાં જયસિંહ વળવીએ દેહવાલી ભીલ બાળમાનસ ઘડતરમાં સમાજ, સાહિત્ય અને રમતોનો કેવો ફાળો હોય છે તે અંગે અભ્યાસ લેખ કર્યો છે. તેમાં સમાજના સભ્યો બાળકના ઘડતરમાં કેવો ભાગ ભજવે છે તે વાતથી લઈને છેક સમાજના સાહિત્યથી બાળક ઉપર કેવી અસર થાય છે અને તેના દ્વારા કેવા પ્રકારની માનસિકતા બને છે તે વિષે વાત કરી છે. તે ઉપરાંત આ જ વિભાગમાં કાંતીલાલ મહાલે કે જેઓ ડાંગના વતની છે અને કુંકણા ભાષાના ઉભરતા યુવા કવિ છે તેમની એક કવિતા અહીં લેવામાં આવી છે.

છેલ્લે, કવિતા વિભાગમાં વાહરુ સોનવણેની બાર ભીલોરી કવિતાનો ગુજરાતી અનુવાદ મુકવામાં આવેલ છે.

**જિતેન્દ્ર વસાવા**

### લેખકો માટે...

* લેખકે લેખ મોકલતી વેળા કવર ઉપર જે તે વિભાગનું નામ સ્પષ્ટ લખવું.
* લેખકોએ પોતાનું લખાણ ફૂલસ્કેપ, એ-૪ સાઈઝના કાગળની એક બાજુએ સુવાચ્ય અક્ષરે લખી મોકલવું અથવા ટાઈપ કરીને મોકલવું.
* પ્રત્યેક કૃતિ નીચે પૂરું નામ, સરનામુ, ફોન, મોબાઈલ નંબર લખવા તથા લેખની એક નકલ પોતાની પાસે અચૂક રાખવી.
* પૂર્વપરામાં પ્રગટ થતાં વિચારો કે અભિપ્રાયની જવાબદારી જે તે લેખકની રહેશે.

### વાચકો માટે...

* પૂર્વપરા (ત્રૈમાસિક) દર ત્રણ મહિને પ્રકાશિત થાય છે.
* વર્ષ દરમિયાન જાન્યુઆરી, મે, ઓગષ્ટ, નવેમ્બર એમ કુલ ચાર અંકો પ્રકાશિત થશે.
*

# ૬૦ વર્ષની વાત

મહાશ્વેતા દેવી અને ગણેશ દેવીનો વાર્તાલાપ

**૬૦ વર્ષમાં આપણા દેશનો એક હાથી બન્યો છે. ૬૦ વર્ષમાં આ હાથીને ખભે ઉપાડી લઈ જનારા સ્થળાંતરીત નિર્માણ થયા છે. આ હાથીનો માલિક કોઈ બીજો જ છે. અને જો હાથી તેનું માને, તે કહે તે દિશામાં જાય તો જ તે હાથીને ખાવાનું આપે છે. અને જે તેને ખભે મૂકી લઈ જાય છે તે પોતાની મજૂરીથી. અને એમાંથી પણ ઘણો ખરો હિસ્સો હાથીને ખવડાવતા રહે છે. આ આપણા દેશનું ચિત્ર અડધો માણસ અડધો હાથી અને એની નજરથી જોયેલું આપણુ મહાભારત, નરો વા કુંજરોવા. પરંતુ માણસની પણ પોતાની એક કથા-વાર્તા છે. એ માણસનું નામ હતું, હાં તે સ્ત્રી છે,ડોપડી અને દ્રૌપદી.**

ગણેશ દેવી : ૬૦ વર્ષમાં જેટલા સપનાઓ હતા તે લગભગ બધા જ છિન્ન-ભિન્ન થઈ ચૂક્યા છે. ભારતને જોવાની ઘણી બધી રીતો છે. એક રૂત્વીક ઘટનાની શરૂઆત કરીએ સિંગુરથી.

મહાશ્વેતા દેવી : સિંગુર પશ્ચિમ બંગાળના હૂગલી જિલ્લામાં છે અને ઘણુ ફળદ્રુપ છે. સિંગુરમાં આખું વર્ષ પુષ્કળ અનાજ પાકે છે. ધાન્યો પણ થાય છે અને શાકભાજી પણ થાય છે. આ એક જ પ્રદેશ છે જ્યાં ખેડૂત કે એમના ખેત મજૂર બધા મળીને એક લાખ પંદર હજાર લોકોની સિંગુરમાંથી જ સારી કમાણી થઈ જતી હતી. સિંગુરના બટાકા ખૂબ જ જાણીતા છે. ત્યાં સ્કૂલો પણ ઘણી જ છે. ત્યાંના ખેડૂતના છોકરા છોકરીઓ સ્કૂલમાં અને કૉલેજમાં પણ જાય છે.

ગણેશ દેવી : ત્યાં શું થયું ? દેશમાં લોકો એને જલ્દી કેમ ભુલી ગયા ? આપણે જે છાપાઓ વાંચીએ છીએ એમાં આ બધું સાચા અર્થમાં કેમ નથી આવી રહ્યું ?

મહાશ્વેતા દેવી : પશ્ચિમ બંગાળના મુખ્યપ્રધાનને ૨૦૦૬ અને ૨૦૦૭ની શરુઆતમાં આખા સિંગુરનો વિસ્તાર લઈ લીધો અને કહ્યું કે આ જમીન રતન ટાટાને આપી દેશે કેમકે રતન ટાટા ત્યાં સસ્તી મોટરકાર બનાવશે. આ વાતના સંદર્ભમાં કહેવા માગું છું કે ટાટાની મોટરકાર બનાવવાની યોજના સાથે ગુજરાતનું રાજકોટ પણ જોડાઈ ગયું છે. રાજકોટ મોટરકારના ભાગો બનાવીને ત્યાં મોકલાવી રહ્યું છે. સિંગુરમાં કશું જ બનશે નહીં. ત્યાં માત્ર અલગ-અલગ ભાગ જોડીને કાર બનશે. જ્યારે પહેલાં સરકારે સિંગુર લઈ લીધું હતું અને ટાટાને આપી દીધું હતું ત્યારે કેટલા રૂપિયા ટાટા પાસેથી લીધા તે હમણા સુધી આપણે જાણતા નથી. કોઈ જનકલ્યાણના કામ જેવા કે હોસ્પિટલ, સ્કૂલ અથવા અન્ય કારણોને લઈ સરકાર જમીન આપી શકે છે. તેમ છતાં સરકારે જમીન માલિકો અને જમીન સાથે જોડાયેલા બધાજ ભાગીદાર લોકોને સારી રીતે પૈસા આપવા પડે. પરંતુ ટાટાને જમીન આપવા માટે એમના કાયદાઓ અલગ પ્રકારના હોય છે. હમણા સિંગુરના વિષયમાં એસોસિએશને કેસ દાખલ કર્યો છે અને આ કેસ ખૂબ જ મહત્વનો છે કારણ કે ડી. બેનર્જીએ આ કેસ કર્યો છે. જેનાથી સાબિત થાય છે કે આ જમીન લેવાની પ્રક્રિયા સારી રીતે થયેલ નથી. અમે લોકો બંગાળમાં હાઈકોર્ટના ચૂકાદાની રાહ જોઈ રહ્યા છીએ. બધા જ સમાચારોમાં પણ આવ્યું છે કે ટાટાની સાથે ઈટાલીની ફિયાટ કંપની પણ છે.

ગણેશ દેવી : મહાશ્વેતા દેવી, બંગાળ જ એવું રાજ્ય હતું જ્યાં જમીન સુધારણા ધારો અમલમાં આવ્યો હતો. બંગાળ જ એ રાજ્ય છે જ્યાં ગરીબોના નામથી પક્ષ રાજ્ય ચલાવી રહ્યું છે. તો તે આ ૬૦ વર્ષમાં એવું શું થયું જેનાથી

જમીન સુધારણા કાયદાથી 'સેઝ' સુધી દેશ આવી પહોંચ્યો ?

મહાશ્વેતા દેવી : તે જ હું કહું છું, જમીન સુધારણા કાયદો જેણે બનાવેલો તે અધિકારી ભારતમાં ખૂબ જાણીતા છે– ડી. બેનર્જી એમનું નામ છે. હાઈકોર્ટમાં એમણે એક કેસ કર્યો છે કે સિંગુરની જમીન સારી પ્રક્રિયાથી નથી લેવાઈ. સરકારે ખૂબ મોટી ભૂલ કરી છે.

ગણેશ દેવી : તમે 'સુજાતા' જોઈ છે ? તમે 'બે વિઘા જમીન' જોઈ છે ? તમે 'ગરમ હવા' પણ જોઈ છે ? એ કલાકારોમાં ધ્યેય વાદ હતો. તમે ૨૦૦૨ના ગુજરાતના હુલ્લડ સમયે શાહઆલમ કેમ્પમાં તે દિવસે એક સ્ત્રી સાથે વાત કરી, જેણે તમને કહ્યું હતું કે એમના ઘરે ૧૭ લોકોને જીવતા સળગાવાયા હતા, અને આ કૃત્ય કરવામાં બહેનો પણ સામેલ હતી. શું થયું કે 'સુજાતા'થી આપણે આજે આ સ્થિતિ સુધી પહોંચી ગયા ?

મહાશ્વેતા દેવી : ગુજરાતમાં ૨૦૦૨માં જે હુલ્લડ થયા હતા તેના વિષે અમે લોકોએ ખૂબ જ વાંધો ઊભો કર્યો હતો. થોડી ઘણી મદદ કરવાનો પણ પ્રયત્ન કર્યો. પરંતુ બંગાળમાં એવું થયું કે કોઈને અંદાજ ન હતો. સિંગુરની જમીન જ્યારે લઈ લીધી તો મમતા બેનર્જીએ કલકત્તામાં ભૂખ હડતાલ ચલાવી અને સિંગુરમાં પણ બહેનોએ વધારેમાં વધારે પ્રતિપક્ષી આંદોલન ચલાવ્યું. તે સમયમાં સિંગુરમાં સીપીએમ પાર્ટીનો જે યુવાન હતો એનો હુકમ પોલિસ માનતી હતી. તે એક સ્ત્રી તાપોશી મલીકને એના ઘરેથી ઉઠાવી લઈ ગયો, બળાત્કાર કર્યો, એના પછી તેને જીવતી સળગાવી દીધી. આ સીપીએમ સરકારે જે મહિલા કમીશન બનાવ્યું છે તેમજ સીપીએમના કેટલાક મહિલા સંગઠનો પણ છે છતાં આટલો મોટો અત્યાચાર થયો તો પણ કોઈએ અવાજ નથી ઉઠાવ્યો.

ગણેશ દેવી : મહાશ્વેતા દેવી, બંગાળનો ડાબો અને ગુજરાતનો જમણો આ બંને ૬૦ વર્ષ પહેલા આપણે સપનાઓ જોયા હતા એનાથી ખૂબ જ વિપરીત દિશામાં ચાલી પડ્યા છે. એ પણ કહેવું ઉચિત છે કે દિલ્લીમાં અર્થનીતિ બનાવવાવાળા કેન્દ્રીય વિચારના નેતા દેશના ગરીબોને ભૂલીને બધું કરી રહ્યા છે. શું પાછલા સાંઠ વર્ષમાં આપણે ત્યાં ધીમે–ધીમે રાજકારણમાં દેવાળિયો વિચાર સ્થિર થઈ ચૂક્યો છે ?

મહાશ્વેતા દેવી : એક દમ સાચી વાત છે. અત્યારે રાજનીતિમાં એજ ચાલી રહ્યું છે. ગુજરાતની વાત કહું, અહીં એસ.ઈ.ઝેડ. ચાલુ છે. પશ્ચિમ બંગાળમાં પણ એસ.ઈ.ઝેડ.ને સામે રાખી આ લોકો પહેલા સિંગુર, નંદીગ્રામ, પશ્ચિમ મીદીનાપૂર જિલ્લામાં આદિવાસીનું જંગલ, બધું જ લઈ રહ્યા છે. એમાં ટાટા છે, જિંદાલ છે, સલીમ છે, અત્યારે અંબાણી પણ ઘૂસી ગયા છે. આ લોકો પશ્ચિમ બંગાળની સરકારને કેટલા કરોડ રૂપિયા આપે છે અમે લોકો નથી જાણતા. પરંતુ આ લોકોએ જે ભયંકર અત્યાચાર શરૂ કર્યો છે તે નંદીગ્રામમાં જોઈ શકું છું. એ પણ જોઈ રહી છું કે નંદીગ્રામના લોકો કેટલી હિંમતથી એમનો વિરોધ કરી રહ્યા છે. સીપીએમ સરકારની પુલીસ અને એમનું કેડર લગાવી ઘણી બધી સ્ત્રીઓ પર બળાત્કાર કરી રહ્યા છે. ઘણા બધા હિંદુ–મુસ્લિમ લોકોને મારી નાખ્યા છે. અને અત્યારે નંદીગ્રામની સ્થિતિ એવી છે કે સરકારે રાહતનો કોઈ બંદોબસ્ત કર્યો નથી.

ગણેશ દેવી : ૧૯૫૨માં યાયાવર (વિમૂકત) જનજાતિના ઘરબાર વગરના લોકોને મુક્તિ આપવાની વાત થઈ હતી. ૬૦ વર્ષ થઈ ગયા એમની સ્થિતિ લગભગ એવી જ છે, કદાચ જે હતી એનાથી પણ વધારે ખરાબ છે. એમની સંખ્યા પણ ઘણી બધી છે. પાછલા ૬૦ વર્ષમાં આપણો દેશ આ લોકો પ્રત્યે આટલો નિર્ઘૃણ કેમ બની રહ્યો છે ?

મહાશ્વેતા દેવી : ૬૦ વર્ષમાં જોયું છે કે સરકારે ખૂબ સારા કાયદાઓ બનાવ્યા છે. સમાજમાં જ્યાં પણ જરૂર હતી એ વર્ગના લોકો જેવા કે સ્ત્રી પર અત્યાચાર અને ભ્રૂણહત્યા થાય છે એ બધાની સામે સરકારે ખૂબ સારા કાયદા કર્યા, પણ એ કાયદા ઉપયોગી નથી રહેતા. કેમ કે કોઈપણ કાયદો અમલમાં મૂકવા માટે સામાજિક આંદોલન ખૂબ જ જરૂરી હોય છે. તમે મને આ બધું વિચરતી જાતિ વિશે પૂછ્યું તે આપણે જોયું છે. આટલા વર્ષ ઝઝૂમ્યા પછી

૨૦૦૬માં ભારત સરકારે એક કમિશન બનાવ્યું. પરંતુ આ કમિશના અધ્યક્ષ બાલકૃષ્ણ રેણકે થયા છે. અત્યાર સુધી એક રિપોર્ટ દાખલ કરવાનો હતો કે ઘરબાર વગરના લોકો માટે શું-શું કરવું જોઈએ? અત્યાર સુધી રેણકેએ એવો કોઈ રિપોર્ટ દાખલ કર્યો નથી.

ગણેશ દેવી : અંગ્રેજોના વખતમાં સરકારના દુશ્મનો પણ સરકારના કાયદાનું પાલન કરતા હતા, અને અત્યારે આપણી સરકારો પોતે કાયદાને માનતી નથી. પાછલા ૬૦ વર્ષમાં ભારતીય કાયદાની સ્થિતિ એટલી દયાજનક શેનાથી બની ?

મહાશ્વેતા દેવી : હું જે જોઉં છું નંદીગ્રામથી લઈ પશ્ચિમ બંગાળમાં એક ખૂબ મોટું જનજાગરણ શરૂ થયું છે. મારું માનવું છે કે હવે સ્વતંત્રતા આવવાની છે કારણ કે લોકોએ લડાઈ શરૂ કરી છે.

ગણેશ દેવી : ચારૂ મજમુદાર, કનૂ સન્યાલ તેમજ જંગલ સંથાલે પણ સ્વતંત્રતાની લડાઈ શરૂ કરી હતી. મહિલા અધિકાર માટે લડવાવાળાઓએ પણ સ્વતંત્રતાની લડાઈ ખૂબ મહેનતથી ચલાવી રાખી છે પરંતુ એક આઝાદ દેશમાં શોષિતોને અને પીડિતોને આ પ્રકારની લડાઈ લડવાની જરુરીયાત બને તે શું આઝાદીનું લક્ષણ છે ? અને હું તમારી પાસે જાણવા માગું છું કે અસલમાં પાછલા ૬૦ વર્ષમાં આપણો દેશ આઝાદ હતો ? અને જે કંઈ થોડી ઘણી આઝાદી બચી હતી તે પણ આપણા સમયમાં જતી હોય તેમ દેખાઈ રહી છે. પહેલા અંગ્રેજ ચહેરાથી ઓળખાવાનો સંભવ હતો પરંતુ 'સેઝ'ના માલિકોના ચહેરા આપણને જોવા નથી મળતા અને એમની સામે અવાજ ઉઠાવો તો હાડકાં તૂટી જાય છે. આપણે ૬૦ વર્ષમાં કઈ આઝાદીની વાત કરી શકીશું ?

મહાશ્વેતા દેવી : જેની પાસે સરકારી ક્ષમતા છે, પૈસા છે, તે લોકો આઝાદ છે. પરંતુ જે લોકોને કશુ જ નથી મળ્યું તે લોકો અત્યારે યુધ્ધ કરવા જઈ રહ્યા છે. એનાથી માલુમ પડશે કે આઝાદીની નવી લડાઈ અત્યારે શરૂ થઈ અને ચાલશે. જ્યાં સુધી આઝાદી નહીં મળે...

ગણેશ દેવી : જ્યારે પ્રેમચંદજી લખતા હતા તે જમાનામાં બધી જ ભારતીય ભાષાઓમાં સમાજ ચિંતનથી પ્રેરિત સાહિત્ય જન્મ લેતું હતું. કેટલાક સમય સુધી દલીત લેખકોએ યોગદાન આપ્યું. પરંતુ તે બધા આજે વેરવિખેર લાગે છે. મીડીયા, સમાચાર પત્ર, સાહિત્ય, ચલચિત્ર બધામાં રાજ્યતંત્રની સામે સવાલ ઉઠાવવાની તાકાત ઓછી થતી દેખાઈ આવે છે. તમે પાછલા ૬૦ વર્ષથી લખતા આવ્યા છો. અને આપે આ સવાલ ઉઠાવવાની ક્ષમતા જીવતી રાખી છે. શું સાહિત્યની દુનિયામાં આપે એકલાપણાનો અનુભવ કર્યો છે ?

મહાશ્વેતા દેવી : બંગાળી સાહિત્યના વિષયમાં વધારે કહી શકું છું. ઘણા સમયથી જોઈ રહી છું બંગાળી સાહિત્યની શક્તિશાળી ધારા ચાલી રહી હતી. દેશમાં કોઈ સારું આંદોલન ચાલવાથી સાહિત્યકાર પણ ખૂબ જાગૃત થઈ જતાં હોય છે. એવું પ્રતિવાદી સાહિત્ય જેનું પણ એક મુખ્યધારા છે. પેલા ગોરખપાંડેની કવિતા યાદ આવે છે. સમાજવાદ બોબુવા ધીરે ધીરે આયે, નક્ષલવાદી આંદોલનના વખતમાં બંગાળી, હિન્દી, મરાઠી, પંજાબી ઘણા સાહિત્યમાં સશક્ત પ્રતિવાદ આવ્યો હતો. મલયાલમમાં પણ એવું થયું હતું. સાહિત્યકાર એનું કર્તવ્ય નિભાવતો હતો. આજે જે જોઈ રહી છું પશ્ચિમ બંગાળમાં ઘણા બધા લેખકો, નાટ્યમંચ-રંગમંચના કલાકારો, નેતાઓ ગામ-ગામથી આવી આ વિરોધી આંદોલનમાં જોડાવાના છે. મંચ પર આવીને રુઢિ વિરુદ્ધના ગીતો ગાવા લાગ્યા છે, નાટક કરી રહ્યા છે. આદિવાસીનું નટુવાનૃત્ય, છોનૃત્ય પણ આમાં જોડાઈ ગયા છે. આજે ગામ અને શહેર મળીને સરકારનો વિરોધ કરી રહ્યા છે.

ગણેશ દેવી : વડોદરામાં બેસી એક ગુરુવારની બપોરના આ પ્રકારની વાત શ્રીમતી મહાશ્વેતા દેવી સાથે ચાલી રહી છે. હું ખૂબ પરેશાન છું કે મારી પોતાની ઉંમર ૬૦ વર્ષની થવા આવી છે અને લગભગ આઝાદીના સમયમાં જન્મેલો હું ભારતનો નાગરિક એક ખૂબ સારા સપનાઓ સાથે જીવતો આવ્યો હતો, તો પણ આ દેશની તસ્વીર અને તકદીર ચિંતાજનક સ્થિતિમાં જોઈ રહ્યો છું. શું એ મારી પોતીકી અસફળતા છ? શું એ બહારનું પરિબળ

છે? દેશની અંદરની પરેશાની છે? શું આ મારી પોતાના દેશના સંદર્ભમાં અણસમજ છે? કે પછી કદાચ હું જે દુઃખનો અનુભવ કરું છું તે અસલમાં વાસ્તવિકતાનું પ્રતિબિંબ છે ? જ્યારે હું બાળક હતો તે સમયે આંબેડકરજીનું મૃત્યુ થયું. મને યાદ છે કે બધા જ ગામોમાં એમના નામથી શોકસભાઓ થઈ હતી. જે નિશાળમાં હું ભણતો હતો ત્યાં મારા શિક્ષક આદર્શવાદી રહેલા. તે અમને બાળકોને જાતિ અને જાતિમાં ભેદ ન કરવાનું શિક્ષણ આપતા હતા. હું એવા વાતાવરણમાં ઉછર્યો અને એ માનતો આવ્યો કે જાતિવાદ અને કોમવાદથી દેશને મૂકિત મળી છે. કેટલાક દશકાઓથી હું એ જોઈ રહ્યો છું કે જાતિવાદ ન ઓછો થયો ન બંધ થયો, ઉલટાનો વધતો ગયો. આઝાદીના સમયમાં ભાગલાની સાથે જે ધાર્મિક વૈમનસ્યનું નિર્માણ થયું હતું તે ન બંધ થયું ન ખતમ થયું. શું મારા પહેલાની પેઢી અને મારા પછીની પેઢી અનેક સદીઓથી અલગ થઈ રહી છે? શું કદાચ મારી જિંદગીમાં મારા સમયમાં કંઈક નિષ્ક્રિયતા એવી રહી કે જેનાથી સમાજનું સ્થિત્યંતર પરાધીનતામાં થતું ગયું ?

આ પ્રકારના પ્રશ્નો પુછતો હું ઘણીવાર પોતાને કસતો રહ્યો છું.

પરંતુ આ ભાંડવું અને ફાજલની ચર્ચા કરવું આપણી સમજને વધારી નથી રહ્યા. હવે જોઈએ સમજ વધારવાની કેટલીક રીતોઃ

૧. સત્ય તો એ છે કે દેશ આઝાદ થયો જ નથી. અંગ્રેજો ચાલ્યા ગયા પરંતુ અંગ્રજોના કાયદા બિલકૂલ એમનું જ રાજ્ય અહીં ચલાવતા રહ્યા. મહાશ્વેતા દેવી કહે છે તેમ વિશેષતઃ જમીનના કાયદાઓ અને પોલિસના કાયદાઓથી અંગ્રેજો ચાલ્યા ગયા છતાં અંગ્રેજશાહી ચાલતી રહી, અને સાથે – સાથે અંગ્રેજોની માનસિકતા જે સમાજના ભાગલા પાડીને જ પોતાનું અસ્તિત્વ ટકાવી રાખવાના પ્રયત્નો કરે છે પરંતુ પ્લાસ્ટિકના છોડને ફુલ આવે તો પણ એને સુગંધ ક્યાંથી આવશે ?

૨. સત્ય તો એ છે કે જાતિવ્યવસ્થા ઉપર આધારિત સમાજવ્યવસ્થા હજારો વર્ષથી ચાલી આવે છે. મનુવાદથી ઘેરાયેલો સમાજ શોષણની પરેશાનીનો અનુભવ કરી જ નથી શકતો. એવા સમાજને સમાનતાનો ખ્યાલ ક્યાંથી આવશે ?

૩. કદાચ સત્ય એ છે કે ૧૯મી સદીમાં ભારતનો આંતરરાષ્ટ્રીય વેપારમાં રહેલો ખૂબ મોટો હિસ્સો ઓછો થતો – થતો ૨૦મી સદીની શરુઆતમાં આપણે કેવળ આયાત કરવાવાળા બની ગયા, માત્ર પરદેશથી આવનારી મદદ પર જીવનારા બની ગયા, માત્ર વિશ્વબેંકના કર્જથી વિકાસ કરવાવાળા બની ગયા અને જે ભિખારી હોય તે શું પોતાનો નિર્ણય કરશે ?

૪. કદાચ સત્ય એ પણ છે કે આપણને વિકાસનું સાચું માળખું મળ્યું જ નથી. ગિરીશ કર્નાડના 'હય વદન' જેવું અડધું સમાજવાદી અને અડધું પૂજી વાદી માળખાથી કોનો વિકાસ થશે ?

૫. કદાચ સત્ય એ પણ હોઈ શકે કે આપણામાં પ્રજનનનો ઘણો શોખ રહેલો છે.

આપણા દેશની સ્થિતિનું વાસ્તવિક રૂપમાં વર્ણન કરવા વાળા, સામાન્ય માણસ સુધી તે વર્ણન પહોંચાડવા વાળા ખૂબ ઓછા રહ્યા છે. આપણા દેશની વાસ્તવિકતાને સમજવાની રીતો ક્યાંક બીજા ઝરણાઓમાંથી આવી છે. ભારતની પ્રગતિ થઈ રહી છે કે નહીં એના વિશે ન પ્લાનીંગ કમીશનને કંઈ ખબર છે ન સામાન્ય માણસને. ક્યારેક આપણે માનીએ છીએ કેટલાક આંકડા દેખાઈ રહ્યાં છે એના ભરોસે. અનાજમાં વૃદ્ધિ, યુનિવર્સિટીઓમાં વૃદ્ધિ, સડકોની વૃદ્ધિ આ વિકાસનો દેખાવ છે અને ક્યારેક આપણે ભિખારીઓની વધતી સંખ્યા, અપંગોની વધતી સંખ્યા, છૂટાછેડા અને અત્યાચારોના ભોગ બનેલાની સંખ્યા જોઈને ઘબરાઈ જઈએ છીએ કે કદાચ આ સમાજ અને દેશનો છેલ્લો દિવસ નજીક તો નથી આવ્યો ? પ્રગતિ અને અધોગતિ, વિકાસ અને વિનાશ એની વ્યાખ્યા કર્યા વગર આપણે એક ભાવાત્મક સ્તર પર જ દેશની તરફ જોવામાં માહેર બની ગયા છીએ. એમાં હું એન.જી.ઓ.,નાગરિક સમાજ, બુદ્ધિજીવી અને રાજકીય પક્ષ આ બધાનો સમાવેશ કરવા માગીશ.

૬૦ વર્ષનો સમય ખૂબ નાનો છે એવું કહીને ઘણી બધી સામાજિક સમસ્યાઓને ઉપેક્ષિત કરવાના રવૈયા અપનાવવામાં આવ્યા છે. બીજી તરફ બધી જ આવતી જતી સરકારોના પાંચ વર્ષ અને એકથી અગિયાર સુધીની પંચવર્ષીય યોજનાનો સમય પણ એક  મહાન સમાજના સંપૂર્ણ કાયા પલટવા માટે સમર્થ હોય છે એવું વિચારવાનું પણ શરૂ થયું છે. સમય સાથેનો વિચાર આ દેશમાં અસ્તિત્વ વગરનો રહ્યો છે.

'વૈજ્ઞાનિક ભૌતિકવાદ' ઈતિહાસના વર્તુળમાં સમાજને મુકીને એના વિકાસ વિશે કહી શકે છે. પરંતુ આપણી સૌથી મોટી મુશ્કેલી તો એ છે કે આપણો ઈતિહાસ શું છે એને અસલમાં અને પૂર્ણતઃ કોઈ નથી જાણતુ તેમજ આપણા કેટલા ઈતિહાસ છે એ પણ કહેવું મુશ્કેલ છે. આપણા વિશ્લેષણમાં પુરી રીતે મદદ કરે એવું કાંઈ દેખાઈ આવતું નથી. અનુસ્નાતકના સમયમાં એમ.એન. રૉયથી પ્રભાવિત ઘણા બધા ભારતીયો લગ્ન પછી ગાંધીવાદી થતાં આપણે જોયા છે.

આ દેશને સમજ્યા વગર, જાણ્યા વગર ન એના વિકાસની વ્યાખ્યા બની શકશે, ન એની સ્થિતિનું વિશ્લેષણ થઈ શકશે. એ પણ કહેવું કે દેશ માત્ર શહેરોમાં નથી પણ નાના-નાના ગામડાઓમાં છે, મને કેટલેક અંશે અપરિપક્વતાના લક્ષણ લાગી રહ્યા છે. ઉચ્ચ વર્ગ, મધ્યમ વર્ગ, શ્રમજીવી વર્ગ આ શબ્દોમાં પણ ભારતના સમાજના બધા જ વર્ગનો સમાવેશ નથી થઈ શકતો. નિરક્ષર અને સાક્ષર અથવા ૧૩ પોંઈટ હિમોગ્લોબીન વાળા અને ૯ પોંઈટ હિમોગ્લોબીન વાળા આ પ્રકારના માપમાં પણ આ દેશ બેસાડવો અર્થહીન કહી શકાય.

હું કહેવા ઈચ્છું છું કે આપણી પાસે સમાજના વિષયમાં વિચારવાની કે કહેવાની કોઈ ભાષા પણ નથી. કદાચ વધારે ઉચિત રહેશે કે આપણી પાસે એવી અપરિચીત ભાષાઓ છે જેમ કે એક હતો ભિખારી ખેડૂત જેના વિકાસની વાત મહાશ્વેતા દેવીએ કરી છે જેને ન કોઈ લેવીઝ ટ્રાઉસ, ન કોઈ મોન્ટેકસિંગઅહુલ વાલીયા એના વિષયમાં જાણતા હતા. હું ઈચ્છું છું કે દેવીજી આ ભિખારી વિશે આપણને કંઈક કહે.

મહાશ્વેતા દેવી : મેં આવા ભિખારી મારી જિંદગીમાં બધી જ જગ્યાએ જોયા છે. ભારતમાં એવા લોકો સૌથી વધારે સંખ્યામાં છે. એમની પાસે ખેતી નથી, કોઈ નોકરી નથી, રહેવાની કોઈ જગ્યા નથી, ભારતની જમીનમાં ક્યાંય પણ રહેવા માટે એમની પાસે અધિકાર નથી. તેઓ આજે અહીં છે કાલે ત્યાંથી ભગાડી દેવાય છે. તેઓ ક્યાં જાય છે ? ક્યાં રહે છે ? શું ખાય છે ? કેવું ખાય છે ? કોઈ એમની ખબર નથી રાખતું. તેઓ ગુજરાતના મણીનગરના છારા, સાઁસી, રાજભોઈ, ડફેર કે કોઈપણ હોઈ શકે છે. જેના વિષયમાં 'ડસ્ટ ઓન ધ રોડ' પુસ્તકમાં લખ્યું હતું કે મુકદ્દમ આ લોકોને એક રાજ્યમાંથી બીજા રાજ્યમાં લઈ જઈ છોડી દેતા હતા. આ લોકો પણ બંધાયેલા મજૂર હતા. ઉતાવળથી બંધાયેલા મજૂરની પ્રથા ઈંદિરા ગાંધીએ ૧૯૭૬માં નાબુદ કરી હતી. ૧૯૭૬ પછી હું  પરામૂ જિલ્લામાં ગઈ હતી અને જોયું હતું કે બંધાયેલા મજૂર ગામે ગામ છે, એમના ઉપર ભયંકર અત્યાચાર ત્યારે પણ ચાલુ હતો અને આજે ૨૦૦૭માં પણ જોઈ રહી છું. બિહારથી મુસાહાર નામની વિચરતી જનજાતિને આવી જ રીતે મુકદ્દમો આ-બાજુથી તે-બાજુ ફેંકી રહ્યા છે. પુરુલીયાથી સાંબર જનજાતિને ઉઠાવી દિલ્હી લઈ ગયા. કોઈને દિલ્હી લઈ જાય છે તો કોઈને આંધ્ર લઈ જાય છે. એના પછી એ લોકોનું શું થાય છે કોઈ ખબર નથી રાખતું. ભારત હવે વિસ્થાપિતોનો દેશ બની ચુક્યો છે. એમના માટે કોઈ મુળભૂત અધિકાર બચ્યો નથી. ભારતમાં કાયદા બને છે પરંતુ કોઈ પણ સરકાર કાયદા અને ખાસ કરીને અધિકારના કાયદા લાગુ નથી કરતી.

ગણેશ દેવી : દરેક  વિસ્થપિતોની વિકાસની અલગ વ્યાખ્યા છે, એમની ૬૦ વર્ષ તરફ જોવાની અને આ ૬૦ વર્ષનો ઈતિહાસ સમજવાની અલગ વ્યાખ્યા છે. જેવું મહાભારતમાં થયું. મહાભારતનું યુદ્ધ કોણે કર્યું. વ્યાસે એનું કાવ્ય બનાવ્યું. અને કહે છે ગણેશે એ લખ્યું. હું અહીં ભીલોનું મહાભારત અને એવા ઘણાબધા મહાભારત છે એની વાત નથી કરી રહ્યો પરંતુ એક જ મહાભારતના અનેક

કથન છે. એમાં પણ જે માનવામાં આવ્યું તે પણ ગણેશનું જેનું માથું હાથીનું અને શરીર મનુષ્યનું. તે પણ મહાભારતની તરફ હાથી જેવું અને મનુષ્ય જેવું જોતો હશે. આપણે ભારતનો ઈતિહાસ આ જ રીતે જોતા આવ્યા છીએ. આપણું પંચવાર્ષિક આયોજન થોડુ હાથીની નજરથી અને થોડું માણસની નજરથી, થોડું સમાનતાવાદી અને થોડું વિષમતાવાદી રહ્યું છે. એટલા માટે ૬૦ વર્ષમાં શું થયું અને આ ૬૦ વર્ષ આપણે કેમ ખોઈ બેઠા આ કહેવું મુશ્કેલી થાય છે. મેં સાંભળ્યું છે કે ૬૦ વર્ષમાં ઘણા બધા બાળકો ભણવા લાગ્યા, ઘણા બધા લોકોને અનાજ મળવા લાગ્યું, જીવનની સીમા ૬૦થી ઊંચી થઈ ૮૦ બની ગઈ છે. મેં સાંભળ્યું છે કે ભારતે કેટલાક અણુસસ્ત્રો બનાવ્યા છે. એ પણ સાંભળ્યું છે ડોલરની સરખામણીમાં રૂપિયાનું મુલ્ય વધતું જાય છે. મેં સાંભળ્યું છે કે ઈન્ફોરમેશન ટેકનોલોજીમાં ભારત લગભગ આગળ નીકળી ચૂક્યું છે. આ બધું હાથીથી સાંભળ્યું. અને માણસો પાસેથી સાંભળ્યું કે નર્મદા પર સરદાર સરોવર બન્યો તો ઘણી બધી ઈન્સાની જમીન ડૂબી ગઈ. અને નંદીગ્રામમાં 'સેઝ' બન્યું તો ઘણાબધા માણસોના હાડકાં તૂટી ગયા.

હાથીની પણ પોતાની કથા-વાર્તા હોય છે. પરંતુ હાથીનું પણ મૃત્યુ થતું હોય છે. એક જગમોહન નામનો હાથી હતો.

મહાશ્વેતા દેવી : મેં જગમોહન અને એમના માણસોને જોયા પાલામૌના જંગલમાં. વિચારી પણ નથી શકતી. બનારસથી પૂરી સુધી જવું પડતું હતું. પરંતુ હાથીને ખવડાવવા માટે તથા માણસોને ખાવા માટે હાથીનો માલિક કોઈ પૈસા આપતો ન હતો. બનારસથી પૂરી સુધી પગપાળા જવું પડતું હતું.

ગણેશ દેવી : ૬૦ વર્ષમાં આપણા દેશનો એક હાથી બન્યો છે. ૬૦ વર્ષમાં આ હાથીને ખભે ઉપાડી લઈ જનારા સ્થળાંતરીત બન્યા છે. આ હાથીનો માલિક કોઈ બીજો જ છે. અને જો હાથી તેનું માને, તે કહે તે દિશામાં જાય તો જ તે હાથીને ખાવાનું આપે છે. જે તેને ખભે મૂકી લઈ જાય છે તેને તેની મજૂરી અને એમાંથી પણ ઘણો ખરો હિસ્સો હાથીને ખવડાવતા રહે છે. આ આપણા દેશનું ચિત્ર અડધો માણસ અડધો હાથી અને એની નજરથી જોયેલું આપણુ મહાભારત, નરો વા કુંજરોવા.

પરંતુ માણસની પણ પોતાની એક કથા-વાર્તા છે. એ માણસનું નામ હતું, હાં તે સ્ત્રી છે, ડોપડી અને દ્રૌપદી.

મહાશ્વેતા દેવી : મારી દ્રોપદી કથામાં દ્રૌપદી એક આદિવાસી લડાયક સ્ત્રી હતી. ૭૦ના દશકામાં નક્સલ આંદોલનમાં જોડાઈ હતી. પોલીસે એને પકડી. એને નાગી કરી દીધી. અને બધાએ મળીને બળાત્કાર પણ કર્યો. સવારે પોલીસના વડાએ કહ્યું કે એને કપડા પહેરવાનું કહો હું એમનો જવાબ કરીશ. ત્યારે દ્રૌપદીએ એ લોકોનો વિરોધ કર્યો. તેણે કહ્યું તમે મને નાગી કરી શકો છો કપડા પણ પહેરાવશો કે ? તમે સમજો તો છો કે હું શરમાઉં છું પરંતુ હવે હું શરમાતી નથી કેમકે અહીં કોઈ પુરુષ નથી જેને જોઈને હું શરમાઉં. 'તમે મને ઉઘાડી કરી શકો છો. કપડા પણ પહેરાવી શકો છો,' જ્યારે દ્રૌપદી આગળ વધી તો બિલકુલ ઉઘાડી હતી. તે પોલીસના વડાની સામે ગઈ અને એના સફેદ શર્ટ પર થૂંકી અને બોલી, 'મને ઉઘાડી કરી શકો છો પણ કપડા કેવી રીતે પહેરાવશો' ? ભારતના ૬૦ વર્ષની કથા આ જ છે.

■

**'ભારત આદિવાસી સન્માન-૨૦૦૯'**

**રમણિકા ગુપ્તા ફાઉન્ડેશન, નવી દિલ્હી.**

**આદિવાસી સાહિત્ય-સંસ્કૃતિ અને જ્ઞાન પરંપરાના તત્વચિંતક તથા અખિલ ભારતીય આદિવાસી સાહિત્ય મંચના અધ્યક્ષ વાહરુ સોનવણેને તેમના 'ગોધડ' કાવ્યસંગ્રહ માટે ભારત આદિવાસી સન્માન ૨૦૦૯થી પુરસ્કારવામાં આવેલ છે.**

# ભીલગીતોનું સ્વરૂપ અને ધાર્મિક ગીતો

ભગવાનદાસ પટેલ

**ભીલગીતોના પૂર્વકાલીન સ્વરૂપ વિશે વિચારતાં સમજાય છે કે લોકવાદ્યો દ્વારા પહેલાં સ્વરો પ્રગટે છે. આ સંગીતના સ્વરો સામૂહિક દેહને લય સાથે ક્રિયાશીલ કરી નૃત્યનું રૂપ આપે છે. નૃત્યનો આનંદ રિવરિયો પ્રગટાવે છે, અને રિવરિયો સાર્થક ગેય શબ્દો સાથે ગીતમાં પરિણમે છે. આમ ભીલગીતના સ્વરૂપનાં પ્રમુખ લક્ષણો ગેય, સંગીત અને નૃત્ય છે. ગેયતા-સંગીત અને નૃત્ય ભીલોના ગીતોનાં પ્રાણભૂત તત્વો છે. આ તત્વો જ ગીતને વાચિક આકારમાં બાંધી પ્રગટાવવામાં સહાયક થાય છે. ખેડવા ગામના નાનજી પરમાર વાંસળીમાંથી ગીત બહાર કઈ રીતે આવે છે તેની સરસ વાત કરે છે, ''વાંસળીમાં મુખથી માપની જ ફૂંક મારવાની. ગીતનો ઘાટ આંગળીઓ આપે. મુખ અને આંગળીઓ ગીતનો ઘાટ પાડવા સમજીને રહેલાં હોય છે. ગીત જેવું હૃદયમાંથી મુખ દ્વારા ફૂંકવામાં આવે એટલે આંગળીઓ વાંસળીના કાણાંમાં 'ટપોરા' મારી ગીતને બહાર કાઢે, અને આમ ગીતનો જન્મ થાય.''**

લોકસંસ્કૃતિની એક મુખ્ય શાખા તરીકે લોકવિદ્યા અને તેની ભિન્ન પ્રશાખા તરીકે લોકસાહિત્ય લોકસંગીત, લોકનાટ્ય, લોક્નૃત્ય, લોકકલા, લોકમાન્યતા, ઈત્યાદિ તથા લોકસાહિત્યનાં ભિન્ન ભિન્ન સ્વરૂપો લોકગીત, ગીતકથા, લોકકથા, લોકમહાકાવ્ય વગેરે શબ્દસમૂહો લોકજીવન અને તેનાં વિવિધ રૂપોનો શાસ્ત્રીય અભ્યાસ કરવા પશ્ચિમમાંથી પ્રવેશી ભારતીય લોકવિદ્યા-લોકસાહિત્યક્ષેત્રે સ્વીકાર પામી સ્થિર થયા છે. તેનું પ્રમુખ કારણ આ વિદ્યાશાખા લોકવિદ્યાના શાસ્ત્રીય અભ્યાસનો આરંભ સૌથી પહેલા પશ્ચિમમાં થયો છે. 'લોક'ની મૌખિક પરંપરા અને તેનાં વિવિધ સ્વરૂપોને સમજવામાં પશ્ચિમનાં આ તૈયાર નામકરણ કેટલાક અંશે ઉપયોગી પણ થયાં છે. પરંતુ ભારતીય લોક તો વિરાટ છે. પ્રદેશે -પ્રદેશે તેનાં અનોખાં અનેક રૂપ છે. આ સ્થાનિક રૂપોના સ્થાનિક નામ છે. અગ્રતાક્રમ આપી પહેલાં તેમના સામાજિક સંદર્ભમાં સમજવા જોઈએ . વળી જે તે જાતિ-સમાજના 'લોક'માં પ્રચલિત પંરપરિત અર્થ ધ્યાનમાં લેવા જોઈએ. આ પછી તેમનાં સ્વરૂપોને સમજતાં આવશ્યકતા જણાય ત્યાં પશ્ચિમના તૈયાર નામકરણનો ભારતીય કે સ્થાનિક સંદર્ભમાં વધુ સ્પષ્ટતા માટે ઉપયોગ કરવો જોઈએ. જેમકે ખેડબ્રહ્મા-દાંતા તાલુકાના ભીલોમાં ઋતુચક્ર પ્રમાણે આવતા પર્વ-પ્રસંગો સમયે ગવાતાં અને કહેવાતાં લોકસ્વરૂપો 'અરેલો', 'ભજનવાર્તા', 'વતાંમણાનાં ગીતાં', 'હગનાં ગીતાં' વગેરે પરંપરિત લોકમાં પ્રચલિત નામ કાયમ રાખવાં જોઈએ અને વર્ગીકરણ કરતી વખતે આ જે તે લોકમાં પ્રચલિત નામ કાયમ રાખવાં જોઈએ. અને સમાજના સંદર્ભમાં લોકને અભિપ્રેત અર્થમાં સ્વરૂપો સમજવાં જોઈએ.

ડૉ. હસુ યાજ્ઞિકે આ વિદ્યાશાખાના સીમાચિહ્નરૂપ પુસ્તક 'લોકવિદ્યાવિજ્ઞાન'માં આ સંશોધક-સંપાદક દ્વારા ભીલ સાહિત્યનાં સંપાદિત ૩૫ પુસ્તકોનો સર્વાંગી અભ્યાસ કરી 'આદિવાસી લોકવિદ્યા'ને ભારતીય અને ગુજરાતી લોકવિદ્યા ક્ષેત્રે એક સ્વતંત્ર ધારા તરીકે સ્વીકાર કર્યો છે. આથી આપણે અહીં 'આદિવાસી લોકવિદ્યા' વિશે ગંભીરતાથી વિચારીએ છીએ. જેથી ભીલ આદિવાસી લોકવિદ્યા તેમના સમાજના સંદર્ભમાં ગ્રામ અને નગરની લોકવિદ્યાથી સ્વરૂપે - પ્રકારે, વિષયે કયાં અને શા માટે નોખી પડે છે બાબત તળગામી રીતે વધુ સ્પષ્ટ થાય.

આરંભે ભીલ આદિવાસી લોકવિદ્યાના એક પેટા પ્રકાર મૌખિક લોકસાહિત્યના એક સ્વરૂપ 'લોકગીત' વિશે વિચારીએ છીએ.

મૌખિક સાહિત્યનું સ્વરૂપ એક વિશિષ્ટ ભૂભાગ પર વસતી જાતિ-સમાજના 'લોક'ના સામાજિક-ધાર્મિક-આર્થિક પ્રયોજન માટે સ્થાનિક બોલી - ભાષામાં બંધાતું હોય છે. આવું સાહિત્ય સામાજિક સંસ્કાર અને ધાર્મિક અનુષ્ઠાન સાથે સંકળાય છે અને વિધિ-વિધાન સાથે ક્રિયાશીલ થઈ પર્વ-પ્રસંગે લોકમુખે અભિવ્યક્ત થાય છે. આવું સાહિત્ય વ્યકિત જીવનને સમાજજીવનમાં ગોઠવવા સહાયક થાય છે. આ સાહિત્યમાં લોકને અભિપ્રેત જીવન અને જગતને જાણવાનું દર્શન હોય છે. આથી જે તે જાતિની આવી સાંસ્કૃતિક બાબતો આત્મસાત ન કરવામાં આવે ત્યાં સુધી અન્ય સમાજની વ્યક્તિના પલ્લે કશું પડતું નથી તથા જે તે સમાજ અને તેના લોકગીતને તેના સામાજિક સંદર્ભમાં સમજવાનો છે.

આપણે જેને 'લોકગીત' તરીકે ઓળખીએ છીએ તેને ભીલ સમાજમાં 'ગીતાં' જ બોલાય છે. તેનું મહત્વનું કારણ ભીલ સમાજમાં નીજાનંદ માટે કે સમાજ કે બહારની અન્ય વ્યક્તિના આનંદ કે પ્રયોજન માટે એકલ દોકલ ગીત ગવાતું નથી, લોકવાદ્ય વગાડાતું નથી કે નૃત્ય કરાતું નથી. ગીતો સમૂહમાં લોકના સામાજિક - ધાર્મિક પ્રયોજન કે આનંદ માટે ગવાય છે. તેનો આરંભ ભલે એક વ્યક્તિ કરતી હોય પણ સમાજને આવશ્યક સંઘોર્મિ રૂપે પ્રગટે છે. આવાં ગીતો ઋતુચક્ર પ્રમાણે આવતા પર્વપ્રસંગના વાતાવરણમાં પૂરો દિવસ કે પૂરી રાત અનેક સંખ્યામાં ગવાય છે. માટે ભીલ સમાજ તેને બહુવચનમાં 'ગીતાં' કહે છે અને મૌખિક પરંપરામાં 'ગીતાં' નામકરણ રૂઢ થયું છે. પર્વ-પ્રસંગ વિના 'ગીતાં' ગાવાની પ્રથા ભીલ સમાજમાં નથી.

ભીલ ગીતાંની બીજી વિશેષતા એ છે કે દરેક પર્વ-પ્રસંગમાં ગવાતા ગીતનું સ્વરૂપ અને તેને સંલગ્ન વાદ્ય પરંપરામાં નિયત થયેલું હોય છે. મેળામાં ઢોલ સંલગ્ન ગોઠિયાનાં ગીતો ગાવાનો રિવાજ છે. આ સામાજિક પ્રસંગો સાંગ નામના ચર્મવાદ્ય સંલગ્ન ભજન ગાવાનો પ્રતિબંધ છે. કોઈ વ્યક્તિ આ નિયમનો ભંગ કરે તો તે સમાજના રોષ અને દંડનો ભોગ બને છે.

મૌખિક સાહિત્યની પ્રસ્તુતિ સમયે ગાયક-વાહકોએ પ્રસંગ પ્રમાણે કેટલાક સામાજિક નિયમો પાળવા પડે છે. મેળામાં ગવાતાં ગીતોનો વિષય સામાજિક હોય છે. આવાં ગીતોનો ઉદ્દેશ્ય સામૂહિક આનંદ મેળવવાનો હોય છે. આથી એક ગાયકનું ગીત કાપીને બીજો ગાયક નવા ગીતનો આરંભ કરી શકે છે. જ્યારે દિવાળીના પર્વે ગવાતા અરેલાનો વિષય ધાર્મિક હોય છે. શ્રોતા-દર્શક-સહભાગી ધાર્મિક શ્રદ્ધાથી પ્રભાવિત હોય છે. આવા સમયે બીજો વાહક-ગાયક નવા અરેલાનો પ્રારંભ કરે તો આગળના અરેલાનો પ્રસંગ કાપીને નવા અરેલાને ગાઈ શકતો નથી. આમ સામાજિક-ધાર્મિક પર્વ-પ્રસંગો પ્રમાણે ગવાતાં ગીતો અને મૌખિક સાહિત્યનું સ્વરૂપ, વિષય પ્રમાણે તેનું નામકરણ અને તેને સંલગ્ન વાદ્ય તથા નૃત્ય પરંપરામાં નિયત થયેલું હોય છે. આથી તેનું સ્વરૂપ સમજતાં અને વિષય પ્રમાણે વર્ગીકરણ કરતાં સમાજને અભિપ્રેત સામાજિક-ધાર્મિક બાબતો ધ્યાનમાં રાખવી જોઈએ.

લિખિત સાહિત્યથી ભિન્નતા દર્શાવવામાં અને તેના સ્વરૂપને સમજવા મૌખિક પરંપરાના પ્રત્યેક સાહિત્ય સ્વરૂપ આગળ 'લોક' શબ્દ પ્રયોજીએ છીએ. પરંતુ ભીલ સમાજ 'લોક' શબ્દ ગ્રામ અને નગરના સમાજના લોકો માટે પ્રયોજે છે અને તિરસ્કાર વ્યક્ત કરવા વ્યંગ્યમાં 'લોકો' કહે છે. આથી ભીલ ગીત કે તેના અન્ય મૌખિક સ્વરૂપ આગળ 'લોક' પ્રયોજવો તેમના સામાજિક સંદર્ભમાં સર્વથા અયોગ્ય ગણાય. આથી અન્ય સમાજના અભ્યાસીને સમજવા ભીલ લોકગીત માટે બહુવચનમાં 'ભીલ ગીતાં', 'ભીલોનાં ગીતાં', 'ભીલ સમાજના ગીતો' કે 'ભીલોના ગીતો' શબ્દ સમૂહ પ્રયોજવો યોગ્ય ગણાય.

**સ્વરૂપઃ**

લોકગીતની જેમ ગેય તત્વ એ ભીલોનાં ગીતોનું પ્રમુખ આધિકારિક લક્ષણ છે. પરંતુ ગેયતાની અનુભૂતિ માટે ભીલ સમાજના આગવા પોતીકા ખ્યાલો છે. તીણા-

મીઠા-મધુર સ્વરો તેમને પ્રિય નથી. મુખ્ય ગાયકનો તીણો સ્વર થતાં જ સહાયક ગાયકોને ગાવામાં રસ પડતો નથી અને મુખ્ય ગાયકને ટોકે છે, ''ઝાડા પારી રાગે ગાક'લા (ગાક'લી). મેઘ ઓઝ ઝેંણો-ઝેંણો ધધમ !(ઝાડા-ભારે રાગે ગા અલ્યા (ગાઅલી) મેઘની જેમ ધીમો ગરજ !)'' સમાજમાં ગીત પ્રવીણ ગાયક માટે 'હાકરિયાં ગીતાંનો ગિતારિયો (સાકર જેવાં મીઠાં ગીતોનો ગાયક) કે 'હાકરિયાં ગીતાંની ગિતારી બાઈ' કહેવામાં આવે છે ત્યારે તેમને મન મેઘ, નગારું કે ઢોલ જેવા ઘોર - ગંભીર સ્વરો અભિપ્રેત હોય છે.

ઢોલ-સાંગ (ચર્મવાદ્ય)ના સિદ્ધ થયેલા વિવિધ નાદ-તાલ તથા વિવિધ પ્રસંગે પડાતી 'રિવરિયો'(કિકિયારીઓ)ના ધ્વનિ સંકેતો, તેમાની આવિર્ભાવ પામેલી વાણી અને સિદ્ધ થયેલા અર્થોમાં ભીલોના ગીત, સંગીત, નૃત્યના મૂળ સ્રોત છે.

ગીત તો પરંપરામાંથી- પહેલેથી જ ગાયક -વાહકના ચિત્તમાં પડેલુ હોય છે પરંતુ ગીત ગીત ગાવાના આરંભ પહેલા સહાયક ગાયકો કે રાગીયા દ્વારા પાડવામાં આવતી રિવરિયો ગીતના સ્વરૂપને પ્રગટાવવામાં સહાયક થાય છે. રિવરિયો ગાયકને ઉત્તેજે છે અને તેને ગીત ગાવા માટે 'તેઝ' (શૂર) ચડે છે. ભિન્ન- ભિન્ન પ્રસંગે પડાતી રિવરિયોના ધ્વનિસંકેતોના ભાવાર્થ ભિન્ન -ભિન્ન હોય છે. શિકારને મારવાના આવેશમાંથી જન્મતી રિવરિયો ક્રોધનો ભાવ જન્માવે છે. ગોત્ર-ગોત્ર વચ્ચે થતાં ચરતરાં (ચઢાઈ) સમયે પડાતી રિવરિયો શત્રુને પડકારવાનાં લલકારો વ્યક્ત કરે છે. ઋતુચક્ર પ્રમાણે આવતા ધાર્મિક-સામાજિક પર્વ-પ્રસંગોએ ઢોલના નાદ-તાલ સાથે થતાં નૃત્યો સમયે પાડવામાં આવતી રિવરિયો હર્ષાવેશના ધ્વનિસંકોતો સૂચવે છે. આ વિવિધ ક્રોધ, હર્ષાવેશ કે દુઃખના ધ્વનિ સંકેતોની સામૂહિક રિવરિયો વાણીનું રૂપ લઈ, પ્રસંગ કે ઘટના પ્રમાણે વિવિધ અર્થ ધારણ કરી ગીતામાં પરિણમે છે તથા સામૂહિક દેહ, લયનું રૂપ ધારણ કરી ઢોલ સાંગના નાદ-તાલ-સંગીત સાથે નૃત્યમાં પરિણમે છે.

એકલી ગેય રિવરિયોના પ્રકારની ચર્ચા કરવામાં આવે તો પણ પ્રેમના ગીત, વેરના ગીત, ખૂન-હત્યાના કે પરાક્રમના ગીતની રિવરિયો ભિન્ન-ભિન્ન પ્રકારની હોય છે. રિવરિયો પાડતી વેળાએ મુખમાંથી પ્રગટતા સ્વર-ઘોષ સાથે ચહેરા પર પ્રગટતા ભાવોમાં ગીત પ્રમાણે ભિન્નતા હોય છે. વીર રસના ગીતમાં બુલંદ કંઠે ગીતનો આરંભ, લલકારભરી રિવરિયો, ગાયકનો તલવારના ઝટકાનો અભિનય (તલવારે ઝટકાવે'લા કિરિયા) વગેરે ક્રિયાકલાપો દ્વારા વીરરસ ગાયક-દર્શક-સહભાગીના હૃદયમાં સાધારણીકરણ પામી સજીવ થાય છે. 'જમણાનાં ફટાણાં' જેવાં ગીતોનો શ્રૃંગારની રિવરિયો આહ્લાદ સાથે પ્રગટે છે અને શ્રૃંગારિક ક્રિયાકલાપો સાધાણીકરણ પામી શ્રૃંગાર રસમાં પરિણમે છે.

આમ, ભીલગીતોના પૂર્વકાલીન સ્વરૂપ વિશે વિચારતાં સમજાય છે કે લોકવાદ્યો દ્વારા પહેલાં સ્વરો પ્રગટે છે. આ સંગીતના સ્વરો સામૂહિક દેહને લય સાથે ક્રિયાશીલ કરી નૃત્યનું રૂપ આપે છે. નૃત્યનો આનંદ રિવરિયો પ્રગટાવે છે, અને રિવરિયો સાર્થક ગેય શબ્દો સાથે ગીતમાં પરિણમે છે. આમ ભીલગીતના સ્વરૂપનાં પ્રમુખ લક્ષણો ગેય સંગીત અને નૃત્ય છે. ગેયતા-સંગીત અને નૃત્ય ભીલોના ગીતોનાં પ્રાણભૂત તત્વો છે. આ તત્વો જ ગીતને વાચિક આકારમાં બાંધી પ્રગટાવવામાં સહાયક થાય છે. ખેડવા ગામના નાનજી પરમાર વાંસળીમાંથી ગીત બહાર કઈ રીતે આવે છે તેની સરસ વાત કરે છે, ''વાંસળીમાં મુખથી માપની જ ફૂંક મારવાની. ગીતનો ઘાટ આંગળીઓ આપે. મુખ અને આંગળીઓ ગીતનો ઘાટ પાડવા સમજીને રહેલાં હોય છે. ગીત જેવું હૃદયમાંથી મુખ દ્વારા ફૂંકવામાં આવે એટલે આંગળીઓ વાંસળીના કાણાંમાં 'ટપોરા' મારી ગીતને બહાર કાઢે, અને આમ ગીતનો જન્મ થાય.'' (ડુંગરી ભીલ આદિવાસીઓ, ડૉ. ભગવાદાસ પટેલ, પૃ. ૫૪ )

ધાર્મિક સાહિત્ય- ગીત, કથાગીત, લોકાખ્યાન, લોકમહાકાવ્ય જેવાં મૌખિક રૂપો તો ગાયક કે વાહકના ચિત્તમાં પહેલાંથી જ સ્થિત હોય છે. તેમને બહાર

લાવવામાં સામાજિક-ધાર્મિક પર્વ પ્રસંગનું વાતાવરણ ઉદ્દીપકનું કામ કરે છે. જન્મ, લગ્ન, મેળા જેવો થોડાક દિવસ ચાલતો સામાજિક પ્રસંગ હોય તો સામાજિક સંસ્કારો સાથે ગવાતાં ગીતો કે ગીતકથાઓ ટૂંકું રૂપ લે છે. ધાર્મિક પ્રસંગ હોય તો ગીત ધાર્મિક અનુષ્ઠાન અને લોકની પ્રબળ આસ્થા સંલગ્ન થઈ પ્રસંગ-ઘટના સાથે જોડાઈ ગીતાત્મક પુરાકથાનું રૂપ ધારણ કરે છે. દિવાળી-ગોર જેવા ધાર્મિક ઉત્સવ અનેક દિવસ ચાલતા હોવાથી પુરાકથા દીર્ઘ રૂપ ધારણ કરી મહાકાવ્યમાં પરિણમે છે.

ગીતો લોકવાદ્યો, લોકનૃત્ય ઉપરાંત લોકનાટ્ય સંલગ્ન હોય છે. ગોર કે હોળી જેવા પંદર દિવસ ચાલતા લોકોત્સવમાં લોકનાટ્ય સંલગ્ન ગીતો પ્રસ્તુત કરવામાં આવે છે. આવાં ગીતો લોકનાટ્યના આરંભ, મધ્ય કે અંતમાં ગાવામાં આવે છે.

કૉબરિયા ઠાકોરનું અનુષ્ઠાન મેલું હોય છે. તેની સાથે અનેક ગેય લોકાખ્યાનો અને લોકમહાકાવ્યો જોડાયેલાં હોય છે. આમ છતાં વચ્ચે વચ્ચે ગવાતાં 'મારી હૉક સોરુ રોવેં', 'કોવરલી સમ બોલે', 'ઝમ ઝમ સરિયો વેંસુવલો' જેવી રચનાઓ લોકગીતો જ છે. એમાં ગીતની નરી ઊર્મિશીલતા છે. એમનો પ્રાણ લોકગીતનો છે. આ ગીતો ઊર્મિગીતોના કુળનાં છે. થાળી જેવા ગોળ અને ઘેરને મળતા આવતા એક બાજુ ચર્મ મઢેલા 'સાંગ' નામના તાલવાદ્યની સંગતમાં ગવાતાં આ નૃત્યગીતો છે.

**ધાર્મિક ગીતો :**

વિષયની રીતે ભીલ સમાજનાં ગીતો મોટા બે વિભાગોમાં વહેંચી શકાય. સામાજિક ગીતો અને ધાર્મિક ગીતોમાં હોળીગીતો, ગોરનાં ગીતો, દિવાળીનાં ગીતો, વતાંમણાંના ગીતો, હગનાં ગીતો, કૉબરિયા ઠાકોરનાં ગીતો, દેવરાંના ઠાકોરના ગીતો વગેરેનો સમાવેશ થાય છે. આવાં ગીતો ધાર્મિક પર્વપ્રસંગોને સંલગ્ન હોય છે. સામાજિક ગીતોમાં ગોઠિયાંના ગીતો, ઈલો(હાલરડાં), લગ્નગીતો , મેળાનાં ગીતો, રાતી જગતના ગીતો, તેળખીના ગીતો વગેરેનો સમાવેશ થાય છે. આવાં ગીતો જીવનચક્ર સંલગ્ન સામાજિક પ્રસંગો સાથે વધુ સંબંધ ધરાવે છે. સામાજિક ગીતો સાંપ્રતમાં બનતી ઘટના-પ્રસંગોમાંથી રચવામાં આવે છે. આવાં ગીતોનો રચયિતા ખ્યાત હોય છે. સમાજના લોકો તેને જાણતા હોય છે.

ધાર્મિક ગીતોમાં દેવી-દેવતાની ઉત્પતિ, સાહસ અને વીરત્વભર્યા કાર્યો તથા તેમનો મહિમા ગાવામાં આવ્યો હોય છે. આવાં ગીતો પૂર્વકાલીન હોય છે. ( સાધુ, ''વારતા વૉસિયે સતઝુગની ન કળઝુગનાં મૉનવી હૉપળે... )

પુરાકથાઓ, લોકાખ્યાનો, લોકમહાકાવ્યોની જેમ વર્ષો પહેલાં આવાં ગીતોના પાઠ મૌખિક પરંપરામાં સ્થિર થઈ રૂઢ થયા હોય છે. વર્તમાન સમયમાં આવું ધાર્મિક સાહિત્ય રચાતું ન હોવાથી સામાજિક ગીતોની સરખામણીમાં ધાર્મિક ગીતોની સંખ્યા અલ્પ હોય છે.

લોકાખ્યાનો કે લોકમહાકાવ્યોની જેમ આવાં ગીતો ધાર્મિક પર્વ અને અનુષ્ઠાન સંલગ્ન હોય છે. કૉબરિયા ઠાકોરની કોળીના અનુષ્ઠાન સમયે ગવાતાં ગીતો તો મંત્ર સંલગ્ન હોય છે. ગીતોમાં આવતાં પ્રસંગ-ઘટના-ચરિત્રો સાથે પૂર્વકાળથી જ પૂરા સમાજના લોકની અતૂટ આસ્થા જોડાયેલી હોય છે. સમાજ ગીતોમાં આવતી ઘટના-પ્રસંગો-ચરિત્રો પુરાકથાનું રૂપ લઈ દેવત્વ પ્રાપ્ત કરી લોકના સામુહિક માનસમાં સ્થિર થાય છે. જેથી નિયત થયેલા પાઠમાં ઘટાડો-વધારો કે નવસર્જન કરી શકાતું નથી અને કરવામાં આવે તો સમાજ તેને સ્વીકારતો નથી. આ અંગે ૧૯૮૩માં બહેડિયા ગામના જીવાભાઈ ગમારનાં વિધાનો સૂચક છે. ''ઝુના અરેલામાં આપું નવું બનાવીને ગાઈએ તો કોઈ આ વાત મૉનતું નહીં. અરેલો રાસી (જૂઠો-ખરાબ) થઈ ઝાય અરેલો ગાવાવાળાન ઝૂઠો હેં એંમ, લુસ્સો હેં એંમ કેંવામાં આવે. ઝે ગવાતું એ એસ ગવાય. અરેલાની વૉણી બદલાય પૉણ કૉણી (કહેણી-કથા) તો એસ આવણી ઝોઈઝે.''

લોકાખ્યાનો લોકમહાકાવ્યોની જેમ શબ્દોમાં ફરક પડે કે ટેક્પદો કે ધ્રુવપંક્તિઓ બદલાય તો ચલાવી લેવાય છે પણ પ્રસંગ-ઘટનામાં ફરક પડે તો એકઠો થયેલો સમાજ સ્વીકારતો નથી.

સાબરકાંઠાના ખેડબ્રહ્મા તાલુકામાં ગવાતાં ગેય અરેલાનું રૂપ :

રેંડાં પાડાં રોકવાની ઊમા આવી હેં બાપા!

બનાસકાંઠાના દાંતા તાલુકામાં ગવાતાં ગેય અરેલાનું રૂપ :

રેંડા પાડા રોકવાની ઊસ આવી હેં રોણા બાપા!

આથી ધાર્મિક ગીતોનાં પાઠાંતરો મહદ્ અંશે મળતાં નથી. નવસર્જનને અવકાશ ન હોવાથી ધાર્મિક ગીતો, લોકાખ્યાનો કે લોકમહાકાવ્યોનો વર્તમાનમાં નવો સર્જક થઈ શકતો નથી. ધાર્મિક સાહિત્યનો વાહક-જાણકાર પાસેથી અનુકરણ દ્વારા બાલ્યાવસ્થા-કિશોરાવસ્થાથી જ મૌખિકરૂપે પ્રાપ્ત કરવા માંડે છે અને મોટી વયે આ પૂર્વકાલીન મૌખિક પરંપરા તેના સામાજિક-ધાર્મિક સંદર્ભ સાથે ચિત્તમાં લઈને જીવે છે. પર્વ-પ્રસંગનું વાતાવરણ અને સહાયક રાગિયાની મદદથી તેના ચિત્તમાં રહેલી કૃતિ મૌખિક કલાત્મક રૂપ ધરે છે.

લોકાખ્યાન-લોકમહાકાવ્યોનું મૌખિક કલેવર અત્યંત દીર્ઘ અને લોકવાદ્યો સંલગ્ન હોય છે. આવી દીર્ઘ કૃતિઓનાં કથાનક ચિત્ત-સ્મૃતિમાં અંકિત કરી શકે અને વાદ્ય સંગીતમાં કૌશલ્ય પ્રાપ્ત કરી શકે એવી વ્યક્તિ જ લોકાખ્યાનો-લોકમહાકાવ્યોના વાહક-ગાયકની સંખ્યા સમાજમાં મર્યાદીત હોય છે. સામાજિક-ધાર્મિક ગીતોનો મૌખિક દેહ લઘુ હોય છે. વળી કૉબરિયા ઠાકોરની કોળીનાં ગીતોના અપવાદ સિવાય આવાં ગીતો સંલગ્ન કોઈ વાદ્યની સંગત વિનાનું લઘુરૂપ ઉત્સવ-પ્રસંગોના ઉલ્લાસભર્યા વાતાવરણમાં નૃત્ય સાથે સહજ સ્મૃતિએ ચડી જતું હોવાથી આવાં ગીતોના ગાયક-વાહકોની સંખ્યા સમાજમાં ઘણી વધારે હોય છે.

ધાર્મિક પર્વ-પ્રસંગો અને મેલાં-ચોખ્ખાં ધાર્મિક અનુષ્ઠાનો સંલગ્ન ધાર્મિક સાહિત્ય ક્યારે રચાયું હશે ? કોણે રચ્યું હશે ? વ્યક્તિએ રચ્યું હશે કે સમૂહે સાથે મળીને રચ્યું હશે ? શાના આધારે રચ્યું હશે ? તેની સર્જન પ્રક્રિયા કેવી હશે ? અંતિમ રૂપ કેવી રીતે સિધ્ધ થયું હશે ? ઈત્યાદી બાબતોના ઉત્તર આ પહેલાં દર્શાવી છે તે તેમની પૂર્વકાલીન શિકારી જીવનરીતિ, ઉપરાંત ઋતુચક્ર પ્રમાણે આવતા સામાજિક - ધાર્મિક - અનુષ્ઠાનોમાં સહભાગી થઈ કરેલાં નીરિક્ષણો તથા આવા ધાર્મિક સાહિત્યના વાહકોને પૂછેલા પ્રશ્નોના ઉત્તરોમાંથી મળી શકે છે .

૧૯૮૩માં ખેડબ્રહ્મા તાલુકાના બહેડિયા ગામના વતની અને ધાર્મિક અરેલાના ગાયક-વાહક જીવાભાઈ ઝાલાભાઈ ગમારને પૂછેલા પ્રશ્નોના ઉત્તરો આ સર્જનપક્રિયાની બાબતોનું પગેરું આપે છે. તેમની વાણીનું ભાષાંતર આ પ્રમાણે છે, ''ઘણા વરતારા (વર્ષો) વહી ગયા. સતજુગથી અરેલા (દિવાળીના પર્વ ટાણે ગવાતું ધાર્મિક સાહિત્ય) ગાતાં- ગાતાં આવીએ છીએ. પણ પહેલો અરેલો કોણે ઊભો કર્યો (રચ્યો)? નક્કી નહીં કહી શકાય. ધન્ય છે તે ગૂંથનારાને કે જેણે આવાં અરેલા ગૂથ્યાં! અમે જાણીએ એવું કહીએ. પૃથ્વીની રચના થઈ. પછી નવલાખ દેવીઓ દેવિયાવાળામાં નૉરતું (પૃથ્વીની રચના સમયે જે ઘટનાઓ ઘટી તેનું નાટ્ય-નૃત્યરૂપ ) રમી. આ નૉરતાને જોઈને ભોળા ભીલે (જે નૉરતું રમવામાં સહભાગી હતો) અરેલો ગૂંથ્યો. પછી રાટિયા-ધારિયા (ભોપા) એ પૂસ એરતાં.(દાણા જોતાં )આજે પણ અમે દેવીઓએ કરેલાં નવીન કોર્યોનો મંત્ર બોલીએ. અને આ દેવીઓએ દેવિયાવાળામાં જે નવીનતા કરી - એ તે જુગથી જોતા જોતા આવીએ છીએ. એટલે આજે પણ (દેવીઓના સ્વાંગ સજી) નૉરતું રમીએ છીએ.

વાહક - ગાયકના સૂચક વિધાનોથી આટલી બાબતો સ્પષ્ટ થાય છે : પૂર્વકાળથી - લોકજીવનના ઉષઃકાળથી જ ગીતો-પુરીકથાઓ - લોકાખ્યાનો - લોકમહાકાવ્યો જેવું ધાર્મિક સાહિત્ય રચાયું છે. સમાજમાં બનેલી કોઈ વિશેષ ઘટનાને ચિરંજીવી બનાવવા કોઈ એક કે એકના માર્ગદર્શનમાં સાથે મળીને નાટ્ય -નૃત્યરૂપ આપ્યું. આ દશ્યરૂપ જોઈને આશ્ચર્ય પામેલી કોઈ એક સર્જક પ્રતિભાએ તેનું ગેય કથારૂપ આપ્યું. આ કથા આગળ ચાલે માટે બીમારી કોઈ દૂર કરવાના ધાર્મિક અનુષ્ઠાન સંલગ્ન થઈ ગેય મંત્રનું રૂપ પામી. આગળ જતાં આરંભની આ ઘટના, પુરાકથા-નાટ્ય-નૃત્ય-મંત્રનું રૂપ પામી, મૌખિક પરંપરા

બની પર્વ-પ્રસંગ સંલગ્નાર્થ સમાજમાં પ્રસરી. આથી આજે પણ ભીલ સમાજમાં દેવીઓના ભોપા આસો માસના ઓં આરંભે પૂર્વકાળમાં નવલાખ દેવીઓએ પોતાનાં અદ્ભૂત કાર્યો ચિરંજીવી બને એટલા માટે આપેલા નાટ્ય-નૃત્યરૂપની પુરાકથાને નોરતા રૂપે રમે છે. દેવી-દેવતાનાં મહિમાભર્યા કાર્યોની આ પુરાકથામાંથી બનેલા ગેય મંત્રો આગળ જતાં બીમારી દૂર કરવા, થાપડા પરના અંગારા પર શ્રીફળ અને લોટનો હોમ કરી ભોપા (ભૂવા) દ્વારા પ્રયોજાવા લાગ્યા અને વિધિ- વિધાનની અનેક ક્રિયાઓ જોડાવા લાગી. વર્તમાનમાં પણ ભીલ સમાજનું મૌખિક ધાર્મિક સાહિત્ય વૈદિક ગાનની જેમ અનુષ્ઠાન સંલગ્ન હોય છે, અને યોગ્ય સ્વર ભાર સાથે લયમાં જ ગવાય કે બોલાય છે. ભૂત-પ્રેત કાઢવાની રેડી સામગાનને મળતી આવે છે. સાપ્રંતમાં થતાં મેલાં-ચોખ્ખાં ધાર્મિક અનુષ્ઠાનોમાં પૂર્વકાલીન યજ્ઞ સંસ્કૃતિનાં વિવિધ વિધિ-વિધાનોનાં મૂળ જોઈ શકાય છે.

સાંપ્રતમાં ભીલ સમાજમાં કૉબરિયા ઠાકોરની કોળીનું અનુષ્ઠાન, ધૂળાના પાટ(મહામાર્ગીપાટ)નું અનુષ્ઠાન, દેવરાના ઠાકોરના રાતીજગાનું અનુષ્ઠાન જેવાં ધાર્મિક અનુષ્ઠાનો સમયે તાજા અંગારા થાપળાની વેદી પર મૂકીને લોટ, ચોખા કે ચૂરમાનો હોમ કરવાની પરંપરિતવિધિ છે. આ સમયે પૃથ્વીની ઉત્પત્તિ કથાના મંત્રો ગાવામાં કે ગેય લયમાં કથવામાં આવે છે. આ કથામાં પિપ્લાદ ઋષિ(પીપળા રૂખી), ધૌમ્ય ઋષિ (ધૂમ રૂખી), ગૌતમ ઋષિ (ગૌતમ રૂખી), જળ ઋષિ વગેરે ઋષિના ઉલ્લેખો આવે છે. આ વિધિ-વિધાનોનું પગેરું છેક તામ્રાશ્મકાળની સંસ્કૃતિ, આશરે ત્રણ હજારથી છ હજાર વર્ષ સુધીના સમયખંડની સંસ્કૃતિ સુધી જવા સંભવ છે. ગોરના ઉત્સવ પ્રસંગે કરવામાં આવતી ‘લિંગપૂજા’ દેવરાની મૂર્તિઓ સ્થાપતી વેળાએ કરવામાં આવતી ‘સર્પપૂજા’ અને મોટી ન્યાતની સમાપ્તિ સમયે કરવામાં આવતી ‘વૃક્ષપૂજા’નાં મૂળ તામ્રશ્મકાળની સંસ્કૃતિથી પણ આગળ જવા સંભવ છે. આ પૂર્વકાલીન સમય ચાણક્ય ઋષિ સંસ્કૃતિનો હતો. આથી ભીલોની સૃષ્ટિની ઉત્પત્તિની મંત્રકથામાં ઉલ્લેખિત ઋષિમાંથી કેટલાક આર્યોની આજુબાજુ વસતી નિષાદ-પુલિંદ-કિરાત આદિ જાતિના હોવાની સંભાવના નકારી નહીં શકાય. તત્કાલીન વેદ સાહિત્ય અને તેમાંયે અથર્વવેદની રચનામાં આવા આર્યેત્તર ઋષિ સહભાગી થયા હોવાની પણ સંભાવના છે.

દેવોને વશ કરીને ઈચ્છિત ધ્યેય પ્રાપ્ત કરવા અને શત્રુઓનો વિનાશ કરવા અથર્વવેદમાં સંમોહન, વશીકરણ, ઉચ્ચાટન વગેરે વિદ્યાઓ તથા ઘાતક મંત્રતંત્રાદિ અને મણિ-મોતી, તાવીજો અને વિવિધ ક્રિયા-વિધિઓના પ્રયોગો બતાવ્યા છે, જે અત્યારે આદિવાસીઓની જીવાતી જીવનરીતિમાં પ્રચલિત છે. ઋગ્વેદકાલીન આર્યોમાં આ ધાર્મિક અનુષ્ઠાનો એમના પુરોહિતો કરતાં, જ્યારે અત્યારે આદિવાસીઓના ભૂવા કે ભોપા આ ધાર્મિક વિધિઓ કરે છે.

ભારતમાં વૈદિક ધર્મ બની ગયો. વેદોએ ધર્મનું શિષ્ટ રૂપ પ્રસ્તુત કર્યુ. વેદ એક વર્ગમાં બંધાઈ ગયા. લૌકિક મંત્રો પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ જાળવી રહ્યાં અને તે એવા માનવસમુદાયના હાથમાં રહ્યા જે સાધારણ રીતે કહેવાતા શિષ્ટ વર્ગથી દૂર અને અલગ રહ્યા. આ લૌકિક મંત્રોની થાપણ જેમણે સંભાળી તેઓ ભોપા અથવા ભૂવા કહેવાયા. જાદુઈ વિધિ અને ધાર્મિક અનુષ્ઠાન કરાવનારા તથા ગૂઢ શક્તિઓની અસરો મંત્રો દ્વારા દૂર કરનારા આવા ભોપા પોતાની આજુબાજુ નોંધપાત્ર એવા માનવસમૂહ સાથે ગાઢ રીતે સંકળાયેલા હોય છે. ડુંગરી ભીલ આદિવાસીઓના પ્રત્યેક ગામમાંથી એકથી વધુ ભોપા મળે છે. તેઓ ભૂતો, વીરો કે ‘વેહો’ના પ્રભાવને મંત્રો દ્વારા ચમત્કારિક રીતે દૂર કરે છે. કેટલીક વાર મૂઠ-ચોટ જેવા કાળા જાદુનો ઉપયોગ કરી સામેની વ્યકિતના જીવનને જોખમમાં મૂકે છે. આમ જાદુની ભૂમિકા ભજવનાર વ્યક્તિનો સંબંધ ગૂઢ આત્માઓ કે શક્તિઓ સાથે અવશ્ય બંધાય છે. આવા માનવ સમૂહના માનસ પર ભોપાઓનો પ્રભાવ ઘનિષ્ઠ રીતે વ્યાપેલો હોય છે.

■

# બાલતંત્રને લોકતંત્રનું શિક્ષણ

યોગેન્દ્ર યાદવ
વિકાસશીલ સમાજ અધ્યયન પીઠ, નવી દિલ્હી

**એક વસ્તુ જે મને મોડેથી સમજાઈ તે એ છે કે એક સામાન્ય પરિવારમાં, સામાન્ય શહેરીના નિચલા વર્ગના કુટુંબમાં અને એક સામાન્ય ગ્રામિણ કુંટુંબમાં બાળકો પાસે ઘરમાં શાળાનાં પુસ્તકો સિવાય બીજા કોઈ પુસ્તકો હોતાં નથી. એવું નથી કે ઘરમાં અસંખ્ય પુસ્તકો છે જેમાંથી પાઠયપુસ્તક એક છે ... કાર્ટુનના બે ફાયદા છે. એક તો એ કે કાર્ટુન જોઈને હસવું આવે છે. વર્ગખંડમાં હસી લેવું એક રાજનૈતિક પગલું છે. કેમકે તમે હસો એનો મતલબ છે કે તમને ડર નથી. હસવું સત્તાના સ્થાપિત સંતુલનને હલાવે છે. વર્ગખંડમાં બાળકો હસી લે, એ એક ખૂબ મોટું ડગલુ થઈ જાય છે.**

શિક્ષણનો લોકતંત્ર સાથે શું સંબંધ છે ? શિક્ષણ લોકતંત્રમાં શું યોગદાન આપે છે અથવા આપી શકે છે ? એનો જવાબ લગભગ ચોખ્ખો અને સીધો છે-કંઈ જ નથી આપતું. યોગદાનની જગ્યાએ કદાચ સમસ્યા વધારે ઊભી કરે છે. હું તમને એક નાનું ઉદાહરણ આપુ છું.

હું હરિયાણાનો રહેવાસી છું. તમે દિલ્હીની પાસે ગુડગામથી પંદર કિલોમીટર અંદર ચાલ્યા જાઓ. ગુડગામને આપણે ટેકનોલોજી અને ૨૧મી સદીનાં શ્રેષ્ઠ ઉદાહરણોનું મોટું કેન્દ્ર માનીએ છીએ. જ્યાં આઈ. ટી. તેમજ બીજું બધું જ આવી રહ્યું છે. અહીં એક વિસ્તાર છે જેનું નામ છે મેવાત. જે વિસ્તારમાં દેશની સૌથી ઓછી સાક્ષરતા છે, તેમાનું એક મેવાત પણ છે. ઓછામાં ઓછું મુસ્લિમ સમાજમાં સૌથી ઓછી સાક્ષરતા દિલ્હીના નાકની નીચે આ વિસ્તારમાં છે. હું ફરતો-ફરતો ત્યાં ચાલ્યો ગયો અને એક શાળામાં જઈને બેસી ગયો. તે સરકારી શાળા હતી. મેં શિક્ષકને પૂછ્યું. '' શું હું ઘોરણ ૯ અને ૧૧ માંથી કોઈના નાગરિક શાસ્ત્રના વર્ગમાં બેસી શકુ છું? એમણે કહ્યું, શા માટે માત્ર બેસો, તમે ભણાવી દોને. શિક્ષકને માટે તો સારુ જ હતુ કે કોઈ બહારથી આવ્યા છે અને વિદ્યાર્થીઓને ભણાવવા તૈયાર છે. મને ખબર પડી કે બે મહિનાથી શાળાના નાગરિક શાસ્ત્રના શિક્ષક છુટ્ટી પર હતા. એક વર્ગમાં સંસ્કૃતના અને બીજા વર્ગમાં વાણિજયના શિક્ષક નાગરિકશાસ્ત્ર ભણાવી રહ્યા હતા.

હું વર્ગમાં બેઠો અને બાળકો સાથે એક બે કલાક વાતો કરી. તે સમયે વર્ગમાં જે ચાલી રહ્યું હતું તેની સાથે જોડીને મેં ચર્ચા શરૂ કરી. મોટા ભાગના બાળકોને ખબર હતી કે રાષ્ટ્રપતિ કોણ છે. બધાને રાષ્ટ્રપતિનું નામ ખબર હતું. મે પૂછ્યું, ''લોકતંત્ર શબ્દ સાંભળ્યો છે ? શું આપણા દેશમાં લોકતંત્ર છે ?'' એક ખૂબ જ હોશિયાર જેવી છોકરીએ કહ્યું, ''હાં, હાં ! એક તો લોકતંત્ર છે અને એક રાજતંત્ર છે.'' મેં પૂછ્યું, ''શું એ બંને એક સાથે આપણા દેશમાં છે?'' એમણે કહ્યું, ''હા, લોકતંત્રમાં ૫ વર્ષ માટે અને રાજતંત્રમાં ૬ વર્ષ માટે ચૂટણી થાય છે.'' મને સમજાઈ ગયુ કે તે લોકસભા અને રાજયસભાની વાત કરે છે.

મેં પૂછ્યું, ''દેશમાં કોની સત્તા હોય છે?'' એમણે કહ્યું, ''રાષ્ટ્રપતિ ચલાવે છે.'' મેં કહ્યું,''માની લો કે રાષ્ટ્રપતિ અને પ્રધાનમંત્રી વચ્ચે થોડાક મતભેદ થઈ જાય તો શું થાય?'' એમણે કહ્યું, ''મતભેદ થવો જ નહીં જોઈએ, બંને સાથે બેસીને ઉકેલી લે.'' મેં કહ્યું, ''આ તો ખૂબ સારી વાત છે. માની લો કે પ્રશ્નનો ઉકેલ નહીં થાય તો?''

બાળકોમાં આ વિષય પર લાંબી ચર્ચા ચાલી. મેં પણ

કહ્યું, ''અંદરો અંદર ખૂબ ચર્ચા-વિચારણા કરી લો, આ પરીક્ષા નથી એટલે સમજી વિચારીને જવાબ આપો.'' બધાએ ઘણી વાતચીત કરીને કહ્યુ, ''જો એવું કંઈ થઈ જાય તો દેખીતું છે કે રાષ્ટ્રપતિની વાત માનવી પડશે કેમ કે રાષ્ટ્રપતિ પ્રધાનમંત્રીની નિમણૂક કરે છે, તેથી દેખીતું છે કે રાષ્ટ્રપતિની વાત ચાલશે.''

લોકસભા અને રાજયસભા વિશે મેં પહેલા પૂછ્યું હતું કે લોકસભા અને રાજયસભા માંથી સૌથી વધુ શકિત (સત્તા) કોની પાસે હોય છે? પછી ઘણી ચર્ચા થઈ. એમનું બધાનું માનવું હતું કે રાજયસભા ઉપલુંગૃહ હોય છે તે જ શ્રેષ્ઠ હોય તેની પાસે જ વધારે સત્તા હોય છે. પછી મેં એમનું પુસ્તક પલટાવીને જોયું. એ પુસ્તકમાં રાષ્ટ્રપતિની શકિતઓ વિષે ૧૪ પાના હતા અને પ્રધાનમંત્રી વિષે માત્ર બે ફકરા. જો બાળકો એનાથી આ તારણ કાઢે કે આ દેશમાં રાષ્ટ્રપતિ શાસન કરે છે તો એમાં ખોટું શું છે!

આ પુસ્તકોમાં રાષ્ટ્રપતિની, સંસદ-વિધાનસભાની ન્યાયતંત્રની, શાસનની અને પ્રશાસનની સત્તાઓ વિષે ઘણુ વિસ્તારથી બતાવવામાં આવે છે. એમની પાસે કટોકટીની પણ સત્તાઓ હોય છે. રાષ્ટ્રપતિની સત્તાઓ વિષે ૧૪ પાના ભણાવવામાં આવે છે અને વડાપ્રધાન વિષે અંતમાં એક નાનો સરખો ઉલ્લેખ હોય છે કે રાષ્ટ્રપતિ એક સામાન્ય કર્મચારીની નિમણૂક કરે છે જેનું નામ વડાપ્રધાન છે.

એમની સાથે લગભગ એકાદ કલાક માથાફોડ કર્યા પછી મેં પૂછ્યું, ''આ વર્ગમાં વિજળી કેમ નથી?'' એમણે કહ્યું, ''છેલ્લા ત્રણ અઠવાડિયાથી શાળા અને આખા ગામમાં વિજળી નથી. આખા ગામની વિજળી એટલે કાપી નાખી છે કે ગામમાં પંચાયતની ચૂટણી થઈ હતી અને ચૂટણીમાં જે મુખી બન્યો તે હરિજન જાતિનો છે. ગામની પ્રભાવશાળી જાતિના લોકોને એ મંજુર નથી. એમને એક પાઠ શીખવવા માટે એમણે ક્ષેત્રિય વિકાસ અધિકારી સાથે મળીને એક એવો ખેલ કર્યો કે ગામમાં ૧૫ દિવસ સુધી વિજળી નહીં આવે. લોકો પોત-પોતે ત્રાસ અનુભવશે અને એમને ખબર પડશે કે એવો સરપંચ ચૂટશો તો તમને આવું જ મળશે.''

એ જ બાળકો, જે ભારતની રાજનૈતિક વ્યવસ્થાનું કમ સે કમ ટપકું સુધ્ધા બતાવી ન શકતા હતા તેઓ મને આગળના એક કલાક સુધી વર્ગખંડ અને રાજનીતિ પર એક સંશોધનના સ્તરની વસ્તુઓ સમજાવી રહ્યા હતા. તેઓ ચુપ નથી, ખૂબ હોશિયાર બાળકો હતા. એમણે મને ગામની રાજનીતિની જે સુક્ષ્મતા સમજાવી, એમને સાંભળીને હું અવાક રહી ગયો કે ૧૧ માં ધોરણના બાળકો રાજનીતિ વિશે આટલું જાણે છે. આપણી સમસ્યા પાઠ્યચર્ચા, આપણા પાઠયક્રમ અને આપણા પાઠયપુસ્તકોની હતી. બાળકો પોતાના રોજીંદા જીવનમાં રાજનીતિ શાસ્ત્ર વિશે જે શીખે છે, એને આપણે શાળાના રાજનીતિ શાસ્ત્રમાં જગ્યા આપવા તૈયાર નથી. આપણે કહીએ છીએ તે રાજનીતિ શાસ્ત્રનો અર્થ છે રાષ્ટ્રપતિ આ દેશમાં કેવી રીતે ચૂંટાય છે, તમે એ પ્રક્રિયાનું વર્ણન કરો. આ સવાલનો જવાબ કોઈપણ વિશ્વવિદ્યાલયના રાજનીતિ શાસ્ત્રના અધ્યાપકને પૂછી લેજો, તે પણ લગભગ સારી રીતે નહીં જણાવી શકે. જો આ જ સવાલ આ દેશની સંસદના ૫૪૩ સદસ્યોને પૂછવામાં આવે કે રાષ્ટ્રપતિની નિયુકિત કેવી રીતે થાય છે, અડધાથી વધારે લોકો આ નહીં જણાવી શકે. આ રીતની ઢંગ-ધડા વગરની વસ્તુ આપણે ધોરણ ૮ માં બાળકોને ભણાવીએ છીએ.

રાજનીતિ શાસ્ત્રને લઈને જે સમસ્યા છે, એમાં આપણે ત્રણ વિભાગ કરી શકીએ જેને કારણે આપણે ત્યાં તિરાડો પેદા થઈ છે. એક, રાજનીતિના સિદ્ધાંત અને વ્યવહાર વચ્ચે જ બાળકો રાજ્યપાલ અને રાષ્ટ્રપતિ વિશે કહેતા હતા તે ઠીક હતું કેમકે એમને રાજનીતિનો કોરો સિદ્ધાંત જ અને એ પણ ઔપચારિક રાજનીતિનો સિદ્ધાંત જ માત્ર શીખવવામાં આવ્યો હતો. એમની વ્યહારુતા દેખાડવામાં આવી ન્હોતી આ રાજનીતિના સિદ્ધાંત અને વ્યવહાર વચ્ચેની તિરાડ છે. મનમોહનસિંહ આ દેશને કઈ રીતે ચલાવે છે કેમ કે રાજ તો પ્રતિભા પાટીલે ચલાવવું જોઈએ ? એમનું પાઠયપુસ્તક એમને બતાવતુ જ નથી કે વડાપ્રધાન જ દેશને ચલાવે છે, કયાંક એક નાના વાકયમાં

છે અને એક વાકયની કિંમત એટલી જ હોય છે જેટલી એક વાકયની હોવી જોઈએ અને એ વાકયને કોઈ યાદ નહીં રાખે.

બીજુ, જે મેં આ ઉદાહરણમાં બતાવ્યું કે બાળકોનો જીવન અનુભવ અને શાળા તથા ઔપચારિક શિક્ષણમાં તિરાડ છે. આ બંન્ને અલગ-અલગ વર્તુળ છે. જેનો એક બીજા સાથે કોઈ સંબંધ નથી. ત્રીજુ, લોકતંત્ર અને રાજનીતિ વચ્ચે તિરાડ છે.

રાજનીતિશાસ્ત્ર વિષય, એની પહેલાં શરૂઆતના ધોરણોમાં રાજનીતિશાસ્ત્ર કહેવાતું ન હતું, અને અગિયારમાં-બારમાં ધોરણમાં આ નામો આપવામાં આવે છે. નાગરિકશાસ્ત્ર અથવા પછીથી રાજનીતિ શાસ્ત્રના નામનું ધોરણ ૬ થી ૧૨ સુધીની જેટલા પણ પુસ્તકો હતા, એના વિશે એક વાત તો અવશ્ય કહી શકાય તે એ વસ્તુ કે જે નિશ્ચિત પણે ભણવાની ન હતી, જેને દૂરથી પણ અડકી શકાતી ન હતી- તે હતી રાજનીતિ.

તમે પાછલા ૨૦ વરસોમાં એન. સી. ઈ. આર. ટી.નાં પુસ્તકો વિશે બધા જ પ્રકારની ચર્ચાઓ સાંભળી હશે. તમામ પ્રકારના ઘોંઘાટો અને હોબાળા હતા ! ભગવાકરણ ! આ ફલાણી પાર્ટીનું ! કયારેય તમે રાજનીતિ શાસ્ત્રના પુસ્તક પર કોઈ વિવાદ સાંભળ્યો ? મેં તો નથી સાંભળ્યો. એનું કારણ એ હતું કે એમાં રાજનીતિ ભણાવાતી ન હતી. એમાં કોઈ વિવાદાસ્પદ વાત હતી જ નહીં. જો રાષ્ટ્રપતિની ચૂટણી વિશે બતાવવામાં આવે તો એમાં વિવાદનો અવકાશ છે જ કયાં ? આપ કહો કે રાષ્ટ્રપતિની ચૂંટણી 'એકલ સંક્રમણીય અનુપાતિક પ્રતિનિધિત્વ' પ્રણાલીથી થાય છે ! જે પ્રકારનું આ પધ્ધતિનું નામ છે, એને બાળકો સાંભળીને જ થાકી જાય છે. દુનિયાના કેવળ આ જ દેશમાં રાષ્ટ્રપતિની ચૂંટણીની આ પધ્ધતિ થાય છે. ખબર નથી આવી વિચિત્ર પ્રણાલી આ દેશમાં કેમ અપનાવવામાં આવી છે ! રાષ્ટ્રપતિની ચૂટણી પધ્ધતિને આપણે એવી રીતે ભણાવીએ છીએ, જેમ કે તે આ દેશની રાજનીતિનો કેન્દ્રિય હિસ્સો હોય અને એની જ આજુબાજુ આખો દેશ ફરતો હોય.

પાઠયક્રમમાં જે બદલાવ આવ્યો. તેમાં હું મુખ્યતઃ રાજનીતિ વિજ્ઞાનની વાત કરીશ, તે એ કે ધોરણ ૬ થી ૮ સુધી આપણે બાળકોને સંસ્થાઓ વિશે ભણાવવાનું બંધ કરી દીધું, ધોરણ ૬ના બાળકોને આ નહીં બતાવાય કે મુખ્યમંત્રી કોણ હોય છે, વડાપ્રધાન કોણ હોય છે, રાષ્ટ્રપતિ કોણ હોય છે વગેરે. એમને એમના સ્થાનિય પરિવેશ, એમની રાજનીતિ વિશે ન બતાવાય. જેમકે બજાર, માધ્યમ અને ટેલીવિઝન વિશે, કેમ કે સુક્ષ્મસ્તર પર આ રાજનૈતિક વસ્તુઓ છે, પરંતુ રાજનૈતિક સંસ્થાના નામે કામ નથી કરતી. આ વસ્તુઓનો પરિચય બાળકોને કરાવવાની કોશિશ કરવામાં આવી છે.

આ પુસ્તકોને એવા નામ અપાયા જેમાં થોડીક રાજનીતિનો, થોડુંક અર્થશાસ્ત્રનું અને થોડુક સમાજશાસ્ત્રનું પડ હોય. આપણે એવી રીતે અનુશાસનની ચાર દીવાલને ખસેડવાની કોશિશ કરી છે, જેમાં પહેલા ધોરણ ૬માં ખૂબ ગંભીરતાથી લેવામાં આવતી હતી. અપણે નક્કી કર્યું કે આપણને એનાથી કોઈ મતલબ નથી કે રાજનીતિ વિજ્ઞાન શું છે, અર્થશાસ્ત્ર શું છે અને સમાજશાસ્ત્ર શું છે. આપણને લાગે છે કે બાળક પોતાના આસપાસના પરિવેશ વિશે જાણવાની ઈચ્છા કરે છે. તે એને જાણવા દેવું જોઈએ.

એની પહેલાં ધોરણ ૯ થી ૧૦માં ભારતના બંધારણની સુક્ષ્મતા ભણાવાતી હતી. એ બધું ખસેડી લોકતંત્રના બહાને એમનો પરિચય રાજનીતિ સાથે કરાવવાનો પ્રયત્ન કર્યો છે. ધોરણ ૯ અને ૧૦માં લોકતાંત્રિક રાજનીતિના નામે કેવળ બે પુસ્તકો આવ્યા છે. બાળકોને લોકતંત્રના સિદ્ધાંત અને વ્યવહાર વિશે બતાવાય છે ખાસ કરીને આપણા દેશમાં કેવો વ્યવહાર હોય છે, એનો પરિચય કરાવાય છે.

ધોરણ ૧૧ અને ૧૨માં રાજનીતિ શાસ્ત્રના પાયાનો પરિચય કરાવાયો છે. કેમકે આ ધોરણોમાં બાળકો રાજનીતિ વિજ્ઞાનને ઈચ્છિત વિષયના રૂપમાં પસંદ કરે છે, તેઓ કોઈ પણ કારણે પસંદ કરે છે. પછીથી મને જાણવા મળ્યું કે રાજનીતિ વિજ્ઞાનને પસંદ કરવાનું કારણ

એમાં સારા ટકા (માર્કસ) આવે તે છે.

આપણે બે ફેરફાર કર્યા. એક, બાળકોને સમકાલીન વિશ્વ વિશે શીખવવામાં આવે, કેમકે અત્યાર સુધી એવો કાયદો હતો કે રાજનીતિ વિજ્ઞાન અને ઈતિહાસના પુસ્તકો એને બતાવતા હતા કે ઠંડું યુધ્ધ શું છે? છેલ્લા પાઠમાં કંઈક ઈશારો કરી દેવાય કે છેલ્લા ૧૫ વર્ષોમાં પરિસ્થિતિ કંઈક બદલાઈ છે. આપણે ૧૯૯૧ પહેલાંની વૈશ્વીક ઘટનાઓ ને એક જ પાઠમાં સમાવી લીધી છે અને ૧૯૯૧ પછીની ઘટનાઓ પર એક આખુ પુસ્તક બનાવ્યું કે જે આપણે આજે દુનિયામાં જીવી રહ્યા છીએ અને જેમાં સોવિયેત સંઘ નથી, એ દુનિયા કેવી છે.

બીજો ફેરફાર એ કર્યો કે આપણે પાછલા સાંઈઠ વર્ષોની ભારતીય રાજનીતિનો ઈતિહાસ શીખવતું એક પુસ્તક લખ્યું, કેમકે આપણને બધાને એ અનુભવ હતો કે કટોકટી વગેરે જેવી ઘટનાઓ આપણા જીવનમાં ખૂબ મોટી ઘટના અને ખૂબ મોટો બદલાવ હતો. આજે આપણી શાળાના સરેરાશ બાળકોને ૨૦ થી ૩૦ના દાયકા કરતાં વધારે જાણકારી ૬૦ અને ૭૦ના દાયકાની હોય છે. એની પાસે આપણે આશા રાખીએ છીએ કે યુનિવર્સિટીમાં આવીને તેઓ અચાનક ૨૦૦૭ની રાજનીતિ વિશે ભણવાનું શરૂ કરી દેશે.

અંતે આપણે નકકી કર્યું કે સીધુ ૨૦૦૯ ભણાવતા પહેલા ૧૯૪૭ થી ૨૦૦૯ની વચ્ચેનો ઈતિહાસ ભણાવાશે. પહેલી વાર આપણે સ્વતંત્ર ભારતની રાજનીતિનો ઈતિહાસ ભણાવવાનો પ્રયત્ન કર્યો છે. જેમાં એનો કોઈ મુદ્દો નથી જેને સ્પર્શી નહીં શકાયો હોય. જેના વિશે માનવામાં આવતુ હતું એને સ્પર્શી નહીં શકાય, એ બધા મુદ્દાઓ પર એક સામાન્ય સરળ પુસ્તક લખ્યું, જે બતાવે છે કે છેલ્લા ૬૦ વર્ષમાં શું થયું અને તે રાજકીય પક્ષોના નામ જણાવે છે. કટોકટીના સમય ઉપર એક મોટો પાઠ લખાયો, એમાં ૧૯૮૪ના હુલ્લડોનો ઉલ્લેખ છે, ૨૦૦૨ના હુલ્લડોનો ઉલ્લેખ છે, એ બતાવે છે કે ખરેખર શું થયું! આ બધું પાછલા ૬૦ વર્ષો વિશે છે.

બીજો પડકાર, સ્વરૂપ અને વિષયવસ્તુ, બંનેને એક સાથે બદલવાનો હતો. કેમકે આનાથી પહેલા રાજનીતિ વિજ્ઞાનના પુસ્તકો ખૂબ જ નીરસ હતાં. અમે ઘણા બધા વિદ્યાર્થીઓ અને અધ્યાપકો-શિક્ષકો સાથે વાત કરી. એક વાત જે અમે બાળકો પાસેથી વારંવાર સાંભળી તે એ છે કે નાગરિકશાસ્ત્ર ખૂબ અટપટું છે. આ એવો દેશ છે જેમાં રાજનીતિનો જુસ્સો છે. તમે કોઈ પણ હોટલમાં જાઓ, જરૂર કોઈ વ્યકિત એ વાત પર શરત લગાવવા તૈયાર થઈ જશે કે ભારતનો સામ્યવાદી પક્ષ (માર્કસવાદી) સરકારને તોડી પાડશે કે નહીં તથા ચૂંટણી ઓક્ટોબરમાં થશે કે નવેમ્બરમાં. પાનના બધા જ દુકાને અને હોટલ પર રાજનીતિની ચર્ચા સાંભળવા મળશે. રાજનીતિ પર ચર્ચા કરવું આ દેશમાં ફેશન છે અને એટલે હું પરેશાન થાઉં છું- શું વાસ્તવમાં રાજનીતિ એટલી મહત્વપુર્ણ વસ્તુ છે! આજે દેશમાં શાળાના બાળકો કહે છે કે નાગરિક શાસ્ત્ર નિરસ છે ! બાળકોને એમાં કોઈ રુચિ નથી. કેવી રીતે સંભવ છે કે એ જ બાળકના મા-બાપને જે વસ્તુનું ઝનૂન છે તે વસ્તુમાં બાળકને નિરસતા લાગે છે ?

નિરસતામાં કેવળ રુચિનો અભાવ જ નથી, બીજી ઘણી વસ્તુઓ જોડાયેલી છે. અમે એક તરફથી કમર કસી કે રાજનીતિ વિજ્ઞાનના પુસ્તકો નિરસ નહીં હોવા જોઈએ, ભલે જે થાય તે.

આપણે રંગોનો ખૂબ પ્રયોગ કર્યો. એક વસ્તુ જે મને મોડેથી સમજાઈ કે એક સામાન્ય પરિવારમાં, સામાન્ય શહેરના નિચલા વર્ગના કુટુંબમાં અને એક સામાન્ય ગ્રામિણ કુંટુંબમાં બાળકો પાસે ઘરમાં શાળાના પુસ્તકો સિવાય બીજા કોઈ પુસ્તકો હોતા નથી. એવું નથી કે ઘરમાં અસંખ્ય પુસ્તકો છે જેમાંથી પાઠયપુસ્તક એક છે. ઘરમાં આ એકમાત્ર પુસ્તક હોય છે એને આ એક માત્ર પુસ્તકમાં રંગની કમી? અમે પ્રયત્ન કર્યો છે કે આ પુસ્તકોને ખુબ સુંદર આકૃતિ આપવામાં આવે. પ્રયત્ન કર્યો છે કે એમાં વાર્તાઓ, ખૂબ ફોટાઓ હોય અને દુનિયાભરના કાર્ટુનનો સમાવેશ કરવામાં આવે.

કાર્ટુનના બે ફાયદા છે. એક તો એ કે કાર્ટુન જોઈને હસવું આવે છે. વર્ગખંડમાં હસી લેવું એક રાજનૈતિક પગલું

છે. કેમકે તમે હસશો તો એનો મતલબ છે કે તમને ડર નથી. કેમકે હસવું સત્તાના સ્થાપિત સંતુલનને હલાવે છે. વર્ગખંડમાં બાળકો હસી લે, એ એક ખૂબ મોટું ડગલુ થઈ જાય છે. બીજુ, કેટલીક એવી વસ્તુ હોય છે જેને આપણે આપણા શબ્દોમાં નથી કહી શકતા. પાઠ્યપુસ્તક પોતાના શબ્દોમાં નથી કહી શકતું, એને એક કાર્ટુન કહી દે છે. ફિલ્મના સંવાદો ખૂબ નાખવામાં આવ્યા છે.

'દીવાર' ફિલ્મનો એક સંવાદ છે, જેમાં અમિતાભ બચ્ચનનું બાળપણનું પાત્ર ભજવતો બાળ કલાકાર કહે છે કે, નીચે ફેકેલા પૈસા નહીં ઉપાડું. અસ્મિતાનુ એનાથી સારુ ઉદાહરણ ક્યું હોઈ શકે. એ બાળક ઈજ્જતની માંગણી કરી રહ્યું છે, જેને આજે આ દેશના પ્રત્યેક દલિતો માંગી રહ્યા છે. અસ્મિતાના વિચારને આપણે 'દિવાર' ફિલ્મના સંવાદના માધ્યમથી બતાવીએ. વિભાજન વિશે બતાવા માટે આપણે એમને 'ગરમ હવા' બતાવીએ. અમે નકકી કર્યું છે કે આ પ્રકારની સમસ્યાઓ પર વાત કરવા માટે બધી જ ઘટનાઓ બતાવવી જોઈએ, હું આજે પણ માનું છુ કે જો આપણને ૬૦-૭૦ના દાયકાની ઉત્તરભારતની રાજનીતિ સમજવી હોય તો પાઠ્યપુસ્તકોને બદલે શ્રી લાલ શુકલની 'રાગ દરબારી' નામની નવલકથા સારી રહેશે. એ સમયની રાજનીતિને સમજવા માટે રાજનીતિ વિજ્ઞાનના પુસ્તકો એટલી મદદ નહીં કરે જેટલી 'રાગ દરબારી' કરી શકે છે. એ જ રીતે તમે 'રેણુ'ને વાંચો.

ધોરણ ૭ના પુસ્તકમાં એક પ્રયોગ કર્યો છે. અમે એક વાર્તા લીધી છે અને તે વાર્તા બતાવે છે કે એક દિવસ માંએ હડતાલ પાડી દીધી. એક ઘર છે. જયાં માં કહે છે કે, ''આજે હું હડતાલ કરીશ. બસ, આજે હું કામ નહીં કરું.'' એના પછી એ ઘરમાં શું થાય છે? એ ઘરમાં સાંજ સુધી શું થાય છે, તે એની વાર્તા છે. છેલ્લે છોકરી કહે છે, ''હું તો કહેતી હતી કે મારી માં કામ નથી કરતી, મારા બાપુજી જ કામ કરે છે.'' સાંજ સુધીમાં એ છોકરીને ખબર પડી ગઈ કે માં શું- શું કામ કરે છે. આ બધા જ મુદ્દા રાજનીતિ સાથે જોડાયેલા છે. આ વસ્તુઓને, જેવી રીતે મેં કહી, તમે વર્ણન નહીં કરી શકો.

ધોરણ ૧૨ના પુસ્તક કાશ્મીર પર વાત કરે છે, કટોકટી પર વાત કરે છે, નાગાલેન્ડ પર વાત કરે છે. અમે માનીએ છીએ કે ઉઘાડી રીતે રાજનીતિ પર વાત કરવું માત્ર તમને પક્ષપાતિ નહીં બનાવે. રાજનીતિ વિશે વાત કરતા એક સમતોલપણું બનાવી શકાય છે. પુસ્તક એવું હોવું જોઈએ કે એને વાંચીને એવું નહીં લાગે કે જયારે પુસ્તક લખાયું તે સમયે કયા- કયા પક્ષનું રાજ હતું. આ એક લઘુત્તમ્ માપદંડ હોવું જોઈએ. અમે અમારા માટે આ એક કસોટી બનાવી. આ બધાની પાછળ એક તત્વ છે- લોકતંત્રનું એક નવું દર્શન, લોકતંત્રનો એક નવો સિદ્ધાંત, સામાન્ય રીતે સિદ્ધાંત બીજે બનતા હોય છે અને લાગૂ કયાંક બીજે કરવામાં આવતા હોય છે. આપણો આદર્શવાદ ખૂબ અધૂરો છે અને આપણે એને લઈને ચાલ્યા કરતા હતા.

આપણે આ બોજાને નીચે ઉતારીને મૂકી દેવા માટે એક નાનો પ્રયત્ન કર્યો છે. એનાથી બાળકો ઉત્સુક થઈ, સ્વતંત્ર થઈ રાજનીતિના આંગણામાં કદાચ વધારે સારી રીતે રમી કૂદી શકશે.

('ગાંધી માર્ગ'માંથી અનુવાદ)

■

# શિક્ષણ : વ્યક્તિ અને સમાજજીવનના અનુસંધાને

અર્જુન રાઠવા
પાવી જેતપુર કૉલેજ, જિ. વડોદરા

**ગામડાના વિદ્યાર્થીઓ માટે જો તેમના સ્થાનીક કક્ષાએ નાના પાયાના માર્ગદર્શક કેન્દ્રોની વ્યવસ્થા ઊભી કરવામાં આવે જેમાં કોમ્પ્યુટર અને ઈન્ટરનેટની વ્યવસ્થા હોય તો વિદ્યાર્થીઓ દરેક પ્રકારની માહિતી, સમસ્યાઓ અને શકયતાઓથી સજ્જ બની શકે છે. તે ઉપરાંત વિદ્યાર્થીઓ સમયાંતરે તેમને અનુકૂળ એવા કાર્યક્રમો જેવા કે રમત ગમત, સાંસ્કૃતિક, અભ્યાસને લગતા આયોજનો કરી શકે છે.**

શિક્ષણના મહત્વ અને જરૂરિયાત વિશે વિદ્યાર્થી, વાલી અને સમાજમાં ભાગ્યે જ કોઈ મતભેદ પ્રર્વતે છે. દરેકના માટે શિક્ષણ લેવા પાછળનો ઉદ્દેશ શીખવું અને સમજ વધારવી તેવો સ્વાભાવિક અને સરળ હોય છે. ગુંચવાડો શિક્ષણની જવાબદારી નિભાવવા માટેની વ્યવસ્થામાં અને તેના માટેની નીતિમાં હોય તેવું લાગે છે. શિક્ષણની વ્યવસ્થાનું માળખું વ્યવહારીક રીતે ચાલે છે કે કેમ તેના કરતાં વધારે તેના ઉપર જેનો હુકમ ચાલે છે તેવી રાજકીય, ધાર્મિક અને આર્થિક તાકાતોના હિત કે સ્વાર્થ સંતોષાય છે કે નહીં, તેની વધારે ચિંતા, ચર્ચા અને પરવા કરાતી દેખાય છે. આ રીત કંઈ નવી નથી. શાળા : ઔપચારિક શિક્ષણની શરૂઆતના ઈતિહાસ જેટલી જ જૂની આ વાત છે. પૌરાણિક કથાઓ પ્રમાણે રાજાના છોકરાઓને રાજ કરવા અને કોઈનું રાજ જીતી લેવાની હોશિયારી આવે તે હેતુથી ભણાવવામાં આવતા. અંગ્રેજ સરકારે તેનું રાજ અહીં લાંબો સમય સુધી ચાલ્યા કરે અને તેઓ ઈચ્છે તે પ્રમાણે કામ કરવા અહીંના લોકો વધારેમાં વધારે જોડાયા કરે તે ઉદ્દેશથી શિક્ષણની વ્યવસ્થા ચલાવી. મહાત્મા ગાંધીએ અંગ્રેજોની આ નીતિનો વિરોધ કર્યો. શાળા-કોલેજના યુવાનોને તેમની લડતમાં એ રીતે જોડી લીધા કે તેઓએ અંગ્રેજ સરકાર સંચાલિત શાળા-મહાશાળાઓની ડિગ્રીઓને તેમણે સડગાવી દીધી. આના પાછળની વાતને સરળ અને સહજ રીતે સમજવી હોય તો તે એટલી જ હતી કે ભારતની જીવન પદ્ધતિ અને વ્યવહારના અનુસંધાને વ્યક્તિ, સમાજ અને પર્યાવરણ વિકસે. ભૂરી ચામડીના ''અંગ્રેજ'' બનાવવાની અંગ્રેજ શિક્ષણની નીતિ અને તેના શુત્રધાર લોર્ડ મૅકોલેને વખોડવાનું હજુ પણ ભારતના વિદ્વાનો અને આગેવાનોએ ચાલુ જ રાખ્યું છે. આઝાદી બાદ ભારતના ગામડાઓમાં મહાત્મા ગાંધીના અનુયાયીઓ દ્વારા શિક્ષણ અને વિકાસની અનેક પ્રવૃત્તિઓ શરૂ થઈ. ગાંધીના નઈ તાલીમના સિદ્ધાંતને અનુરૂપ ગામડાઓમાં આશ્રમ શાળાઓ અને ઉત્તર બુનિયાદી શાળાઓ શરૂ થઈ. આ શાળાઓના કારણે ગામડાઓમાં શિક્ષણનો જે તે સમયમાં નોંધપાત્ર વધારો થયો. પરંતુ આ શિક્ષણ ગ્રામીણ જીવનપદ્ધતિ અને આવડતને અનુસંધાન આપનારું ન બન્યું. આની પાછળનું સરળ કારણ ગાંધીયનોના શિક્ષણ અને વિકાસની પ્રવૃત્તિઓ પાછળ રહેલા સુધારો કરાવાના હેતુમાં હોય શકે છે. અંગ્રેજોની ''કુધારા''ની પ્રતિક્રિયા રૂપે ''સુધારો'' કરવાના પ્રયત્નોમાં ગાંધીયનો વિવિધતા સભર ભારતીય સમાજની જીવનધારાને લોકશાહી ઢબે માન્યતા આપવાના બદલે જાણતા-અજાણતા નકારી અને રંગબેરંગી જીવનપધ્ધતિને ''ગણવેશ'' માં ઢાળવા સતત પ્રયત્ન કર્યો. આ પ્રક્રિયામાં ગામડાઓના બાળકોને ગરીબ શિક્ષણ તો મળ્યું પણ તે આ સમયને ઓળખીને પોતાની રીતે વિકસવાની પદ્ધતિ વિકસાવી ન શકયા. ઉત્તર બુનિયાદી શિક્ષણમાં સ્નાતક થયેલા કોઈ પણ વ્યક્તિએ નમૂનેદાર ખેતી અથવા ગૃહઉદ્યોગ કર્યા હોય તેવા દાખલા

મળતા નથી. પરંતુ નઈ તાલીમનાં સિદ્ધાંત મુજબ ચાલતી ઉત્તર બુનિયાદી શાળા- મહાશાળાઓમાં શિક્ષણ લેનારાઓ આધુનિક ઢબના શિક્ષણ અને અંગ્રેજી ભાષાની જાણકારીથી વંચિત રહી જવાના કારણે સરકારી વહીવટના માળખામાં ઉચ્ચ સ્થાને પહોંચી ન શકયા. આ શિક્ષણ લઈને રાજકીય નેતૃત્વમાં જોડાયેલા અંગ્રેજી ભાષાની મર્યાદાને કારણે રાષ્ટ્રીય કક્ષાએ સ્થાનિક સ્થિતિને અનુરૂપ પોતાનો પક્ષ રાખી ન શકયા. ગાંધીયનોના શાળા-મહાશાળાના શિક્ષણ બાદ સરકારી હોદાઓમાં જોડાયેલા, શિક્ષક તરીકેના વ્યવસાયમાં જોડાયેલા, રાજકીય નેતા બનેલા અને સામાજિક કામમાં જોડાયેલા પૈકી ઘણાખૂબ જ નિષ્ઠાથી કામ કરે છે પોતાના સમાજ તરફ જોવાની દૃષ્ટિમાં અને પોતાનો સમાજ અન્યોની જેમ વ્યસનો, કુરીવાજો, અંધશ્રધ્ધા, અસંસ્કાર જેવા પ્રશ્નોથી દૂષિત દેખાવા લાગ્યો અને આ પ્રકારના દુષણો અત્યારે પણ ઘણી જગ્યાએ જોવા મળે છે. તેને નકારી ન શકાય. પણ તેના કારણે સમાજે પેઢીઓના પોતાના અનુભવથી જે જીવન પધ્ધતિ વિક્સાવી તેને સુધારાના નામે પૂરેપુરી નકારી કાઢવી તે ગળે ઉતરે તેવી વાત નથી. તેથી પણ વધારે ચિંતાજનક સ્થિતિ ઊભી થઈ તે છે ભણવા, જીવવા અને વિકસવાની સમાન તક મળે તેવી વ્યવસ્થા ઊભી ન કરી શકવાની.

સરકારી પ્રાથમિક શાળાઓમાં કમસે કમ બ્લેક બોર્ડ જેના ઉપર લખીને ભણાવી શકાય તેવું અઢી ચોરસ ફૂટનું પાટીયું અને અન્ય પાયાની વ્યવસ્થા ઊભી કરવાના હેતુ થી ૧૯૮૦ના દાયકાના છેલ્લા ભાગમાં શરૂ થયેલા કાર્યક્રમનો આધાર લઈને કેરોલીન ડાયર નામના અંગ્રેજ સંશોધકે ગુજરાતની શાળાઓમાં ચાલતા શિક્ષણની વ્યવસ્થાને લગતી સ્થિતિ અને શિક્ષણની ગુણવત્તા જાણવા સંશોધન કરેલું. આ સંશોધનનો તેમણે વર્ષ ૨૦૦૦માં ''ઓપરેશન બ્લેક બોર્ડ : પોલીસી ઈમ્પલીમેન્ટેશન ઈન ઈન્ડિયન એલીમેન્ટરી એજયુકેશન'' નામના પુસ્તક રૂપે બહાર પાડયુ. આ પુસ્તકમાં વડોદરા જિલ્લાના આદિવાસી તાલુકાઓના ગામડાઓમાં શિક્ષણની સ્થિતિ અંગે લખતા કેરોલીન કહે છે, ''ગામડાની સરકારી શાળાઓ શિક્ષણ અને બાળકોને પીવાનું પાણી, સંડાસ, મૂતરડી જેવી વ્યવસ્થામાં તો કંગાળ છે જ અને તે ઉપરાંત તેમને આપવામાં આવતા આ શિક્ષણમાં તેઓના સમાજ અને જીવન પધ્ધતિને અનુસંધાન આપતો દૃષ્ટિકોણ પણ નથી. ભણવનાર શિક્ષકોને બાળકો માટે લાગણી દેખાતી નથી અને શિક્ષણના વહીવટનું માળખું બે જવાબદાર છે.'' આ શાળાઓ કરતાં વાધારે તેઓના ઉપર જેનો અંકુશ છે તેમના રાજકીય, ધાર્મિક અને સામાજિક વિચારોનો ફેલાવો કરવાના માધ્યમ તરીકે કામ કરતી હોય તેમ લાગે છે. શાળાઓમાં શિખવવામાં આવતા વિષયોના વિષય વસ્તુ અને પધ્ધતિ અંગે ભાગ્યે જ ચર્ચાઓ થાય છે. જે પણ ચર્ચાઓ થાય છે તે આ શિક્ષણનો ફેલાવો વધારેમાં વધારે કેવી રીતે કરવો તેની જ વાતો થાય છે. તેની યોગ્યતા વિશે કોઈ પ્રશ્ન કે ચર્ચા વ્યાપક પ્રમાણમાં થતી નથી.

જો શિક્ષણ બાળકમાં રહેલી આવડતને અનુસંધાન આપી તેનો વિકાસ કરવાનું કામ કરે તો આપણા ગ્રામીણ વિસ્તારના બાળકોને વિજ્ઞાન અને તકનિકી, શિક્ષણ વધારે માફક આવે. કારણ કે ગ્રામીણ બાળકોનું જીવન ઝાડ, પાન, જમીન, નદી, પશુ-પક્ષી, પ્રાણીઓ સાથે જોડાયેલું હોય છે. બાળકો આ બધાનું નિરીક્ષણ કરતા-કરતા તેમના સંપર્કમાં રહીને ઉછરે છે. આ બધાની સાથે જોડાયેલી કેટલીક પ્રક્રિયાઓ જેવી કે જમીનમાંથી છોડનું ઉગવું, ઝાડ ઉપર પાંદડા, ફુલ, ફળ આવવા, પક્ષીઓ અને પ્રાણીઓનો જન્મ થવો, જમીનમાં ખેડાણ કરવું, પાક વાવવો, તેની માવજત કરવી, તેને લણવો, તે માટે કેટલાક ઓજારોનો ઉપયોગ કરવો, તેને બનાવવા જેવી બાબતો સાથે વિદ્યાર્થીઓ સિધી રીતે જોડાયેલા છે. તે ઉપરાંત આ બાળકો પર્યાવરણમાં થતા ફેરફારોનો પણ જાત અનુભવ અને નિરીક્ષણ કરે છે. આ પ્રકારના નિરીક્ષણ કે અનુભવના આધારે ગ્રામીણ બાળકો શાળાએ જાય તે પહેલાં પર્યાવરણ અને તંત્રજ્ઞાન વિશે ચોક્કસ જાણકારી અને જ્ઞાન મેળવી લે છે. તેઓ તેમની આસપાસના બધા જ ઝાડ કે ત્યાં ઉગતા ઘાસના નામ અને તેની પ્રાથમિક ઓળખ ધરાવે છે. પરંતુ બાળકને મળેલ આ જ્ઞાન અને જાણકારીને આગળ વધારે એવી કોઈ જ વયવસ્થા તેના માટે બનાવેલા પાઠ્યપુસ્તકોમાં દેખાતી નથી. જાણીતા શિક્ષણ વિદ્ અને

એન.સી.ઈ.આર.ટી.નાં ડાયરેક્ટર પ્રો. ક્રિષ્નકુમાર કહે છે તેમ પાઠ્યપુસ્તક શિક્ષણની પ્રક્રિયા શરૂ કરતાં વધારે શિક્ષક અને બાળકો ઉપર એક પ્રકારનો અંકુશ ઊભો કરવાના માધ્યમ તરીકે  કામ કરે છે. એટલું જ નહીં તે જ તેની પાછળનો ઉદ્દેશ હોય છે. કદાચ તેથી જ બાળકના ઘર અને શાળાના વાતાવરણમાં ખૂબ મોટો તફાવત જોવા મળે છે. શાળાએ જવાનો વિચાર માંડી વાળનાર એવા ‘ડ્રોપઆઉટ’ બાળકોમાનાં કેટલાકના માટે તે પાછળનું કારણ આ પણ હોય શકે છે.

અપૂરતી વ્યવસ્થા, દિશા અને દૃષ્ટિ વગરનું શિક્ષણ પૂરું પાડતી આ વ્યવસ્થામાં ભણનાર બાળકોનો પાયો ખૂબ જ કાચો રહી જાય છે. તેથી શરુઆતમાં  ‘ડ્રોપઆઉટ’ ન થનાર વિદ્યાર્થીઓ ઉચ્ચશિક્ષણમાં પ્રવેશી શકતા નથી. અને પ્રવેશે તો સફળ થતા નથી. તેઓ નાપાસ થાય છે. આ ‘નાપાસ’ વાળુ પ્રમાણ પત્ર ઘણાને પોતાના માટેના, માન, સ્વમાનને હલકું પાડવાનું કામ પણ કરે છે. કેટલાક અભ્યાસ કહે છે કે આપણે ત્યાં શાળામાં પ્રવેશતા કુલ ૧૦૦ વિદ્યાર્થીમાંથી માત્ર એક જ ઉચ્ચશિક્ષણ (સ્નાતક) સુધી જાય છે. અને તેમા પણ માત્ર ૨૦% જ વિજ્ઞાન, તબીબી અને તકનિકી શિક્ષણમાં જાય છે.

ઉપર જણાવેલ બધી જ બાબતો કોઈપણ રીતે સૈદ્ધાંતિક કે બૌદ્ધિક નથી. તે ઘણા વિદ્યાર્થીઓ અને વાલીઓના વાસ્તવિક અનુભવનું વર્ણન છે. એકલદોકલ રીતે આ પ્રકારની વાતો ઘણા વિદ્યાર્થીઓ અને કેટલાક વાલીઓ પણ કરતા જ હોય છે. પરંતુ આ સ્થિતિ સુધરે તે માટે કોઈ પ્રયત્ન થતા નથી. દરેક મા-બાપની પોતાના બાળકોને બીજાઓની જેમ જ સારું શિક્ષણ અપાવી શકવાની ઈચ્છા રાખે છે. પરંતુ તેમની આસપાસની સરકારી શાળાઓમાં શહેરમાં મળે છે તેવું શિક્ષણ મળતું નથી. પ્રાથમિક શાળા અને પછી હાઈસ્કુલનું શિક્ષણ પૂરું કર્યા પછીના અભ્યાસ માટે ગૂણવતા યુકત મફત અને ફરજિયાત શિક્ષણની વાતો થાય છે પણ યોગ્ય વ્યવસ્થા કરવા માટે કોઈ પ્રયત્ન થતા નથી અને તે ઉપરાંત વિષય પસંદગી કરવામાં પણ મુંઝવણ અનુભવાય છે. આ સ્થિતિમાં સુધારો લાવવો હોય તો શું કરવું જોઈએ તે વિશે કોઈ નક્કર આયોજન થાય તે માટે કોઈ વિચાર થતો નથી. સંપ્રદાયો અને રાજકીય પક્ષો તેમના પ્રચાર અને પ્રસાર માટે યુવાઓને હાથા બનાવે છે પણ યુવાનોના વિકાસ માટેનું કામ કરવાની તેમની પાસે કોઈ વિચાર કે ઈચ્છાશકિત હોય તેવું દેખાતું નથી.

આ હાલતમાં સુધારો લાવવાની પહેલ માત્ર અને માત્ર વિદ્યાર્થીઓ જ કરી શકે છે. આના માટે વિદ્યાર્થીઓ સંગઠીત થઈ  તેઓને તેઓ જ મદદરૂપ થઈ શકે તે માટે વિદ્યાર્થી માર્ગદર્શન કેન્દ્ર ઊભું કરી શકે છે. આ માર્ગદર્શન કેન્દ્રમાં પોતાના વિસ્તાર, સમાજ,  દેશ અને દુનિયામાં શિક્ષણની સ્થિતિ વિશેની જાણકારી મળી શકે તેવી વ્યવસ્થા ઊભી કરી શકાય. વિદ્યાર્થીઓને ઉચ્ચ શિક્ષણમાં પ્રવેશ અને રોજગારી અંગેની માહિતી મળી રહે તે માટેની વ્યવસ્થા ઉપલબ્ધ કરી શકાય છે. વિદ્યાર્થી માર્ગદર્શન કેન્દ્રમાં કોમ્પ્યુટર અને ઈન્ટરનેટની વ્યવસ્થા આમાં મદદ રૂપ થઈ શકે છે.

વિદ્યાર્થી માર્ગદર્શક કેન્દ્રના માધ્યમર્થી વિદ્યાર્થીઓ તેમને જરૂરી એવા  રમત ગમત, સાંસ્કૃતિક અને અભ્યાસ સાથે જોડાયેલા કાર્યક્રમોનું આયોજન કરી શકે છે. તેઓ તેમને જરૂરી લાગતા હોય તેવા વિષયોના વિદ્વાનોના જાહેર વકતવ્ય પણ ગોઠવી શકે છે. આ માર્ગદર્શન કેન્દ્ર લોકશાહીની ભાવનાને અનુરૂપ વિદ્યાર્થીઓનું, વિદ્યાર્થીઓ દ્વારા ચાલતું અને વિદ્યાર્થીઓ માટેનું અને વિદ્યાર્થી કેન્દ્રીત પ્રવૃતિઓનું કેન્દ્ર બની શકે છે. આના માટે આના માટે જરૂરી સંશાધન અને નાણાંની વ્યવસ્થા વાલી અને સામાજિક આગેવાનોમાં જાગૃતિ લાવી ઊભી કરી શકાય છે. ગામડાંઓમાં પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ પૂરું પાડતી સરકારી અને સરકારી ફંડથી ચાલતી સ્વૈછિક સંસ્થાઓની શાળાઓની હાલત દરેક રીતે કંગાળ છે. આ અંગે વિદ્યાર્થીઓ જ વધારે સ્પષ્ટતાથી બોલી સમાજ અને સરકારને તેમા વ્યવસ્થાગત અને ગુણાત્મક સુધારો કરવા ફરજ પાડી શકે છે.



# આજના શિક્ષણમાં વિદ્યાર્થીનું સ્થાન ક્યાં ?

પ્રકાશ પરમાર
તાડવાડી – સુરત.

**માત્ર પરીક્ષાલક્ષી શિક્ષણ અને પૂર્વ તૈયારી દ્વારા આપણે સૌ શિક્ષણનો આત્મા હણી રહ્યા છીએ અને બાળકોને શિક્ષિત બનાવવાને બદલે સંકુચિત, ભીરુ અને માનસિક રીતે નમાલા બનાવી રહ્યા છીએ. સાક્ષરી વિષયોની ભરમારની આડે શારીરિક શ્રમની બાદબાકી એટલી સહજ રીતે થઈ છે કે આજના વિદ્યાર્થીની શ્રમરૂચિ સાવ જ ઘટી ગઈ છે. લખવા-વાંચવા અને ગોખવાનાં શ્રમથી જ એ એટલો તો ઉબાઈ જાય છે કે હવે એ ઈત્તર વાંચન કે બાહ્યવાંચનથી ય અકારો થતો જાય છે. શિક્ષણનું કુંડાળુ એને ગ્રસી રહ્યું છે અને જીવન કુંડાળામાં બંધાતું નથી. જીવનવ્યવહારમાં એટલે તે હતપ્રભ બની જાય છે. પરિણામે તંદુરસ્ત સમાજ અને જનજીવન ખોરવાય જાય છે. સ્વસ્થ નાગરિક્નું ઘડતર કરવાની બાહેંધરી આજનું શિક્ષણ આપી શકે તેમ નથી.**

પરીક્ષાના ડરથી આત્મહત્યા કરવાના કિસ્સાઓ માધ્યમિક, ઉચ્ચતર માધ્યમિક અને કૉલેજ કક્ષાએ દિન-બ-દિન વધી રહ્યા છે. શિક્ષણ સાથે નિસબત ધરાવતા સૌ કોઈએ શિક્ષણમાં વિદ્યાર્થીઓનું સ્થાન ક્યાં છે ? નિસ્તબે તે અંગે સહચિંતન કરવું જ રહ્યું.

આપણી મૂલ્યાંકન વ્યવસ્થા અને વાલી-સમાજની પરિણામલક્ષી અપેક્ષા વિદ્યાર્થીઓને વધારે ને વધારે મુંઝવી રહી છે. પરિણામે હતાશાથી ઘેરાયેલો વિદ્યાર્થી માનસિક રીતે પડી ભાંગે છે. શિક્ષણ ખર્ચાળ બન્યું છે. માં-બાપ પણ પોતે કરેલા આર્થિક રોકાણનું વળતર પોતાના પાલકો પાસે સારા પરિણામ ઊંચી ટકાવારી દ્વારા જ ઈચ્છે એવું સ્વાભાવિક બની ગયું છે. પ્રાથમિક કક્ષાથી લઈ તબીબી શાખા સુધીના વિદ્યાર્થીઓ સતત તનાવમાં જીવે એવી સ્થિતિ સર્જાય છે. વળી, પરિક્ષાના દિવસોમાં આ તનાવ આત્યંતિક બને છે. ત્યારે કેટલાક વિદ્યાર્થીઓ આત્મહત્યા કરવા સુધી પહોંચે છે. એમ.બી.બી.એસમાં અભ્યાસ કરતી યુવતી આત્મહત્યા કરીને પોતાની નોંધમાં લખતી ગઈ કે, ''મમ્મી, પાપા હું તમારા ડૉક્ટર બનવાના સપનાને સાકાર કરી શકું તેમ નથી એટલે હું આત્મહત્યા કરું છું.''

શિક્ષણ વિદ્યાર્થીને જીવન જીવતાં અને મુશ્કેલ પરિસ્થિતિમાંથી માર્ગ કાઢતાં શીખવે તેવી તેની પાછળ અપેક્ષા હોય શકે પરંતુ અત્યારે તો ''સા વિદ્યા યા વિમુક્તયે''નું શીર્ષાસન થઈ ગયું છે.

દક્ષિણ ગુજરાતના વડા મથક જેવા સુરતની નજીકની અમરોલીમાં આવેલી જાણીતી શાળાની વિદ્યાર્થીની આરતી રાઠોડે આત્મહત્યા કરી લીધી કેમકે એની વર્ગશિક્ષિકા અને આચાર્યએ એને કંપાસચોર ઠેરવી. જે ચોરી એણે કરી નહોતી, તે ચોરીનું આળ એના માથે થોપી દેવાયું પરિણામે ચૌદ વર્ષની આઠમાં ધોરણની આ વિદ્યાર્થીનીએ અગ્નિસ્નાન કરી લીધું. પોતાના મરણોત્તર બયાનમાં તેણે પોતાના પર થયેલ કંપાસ ચોરીનાં ખોટા આળને તથા આચાર્ય અને શિક્ષિકાએ આ કારણે આપેલ માનસિક ત્રાસને લીધે આત્મહત્યા પાછળના કારણ તરીકે જણાવ્યું.

પ્રશ્ન એ થાય છે કે શિક્ષકના સંસ્પર્શથી બાળક મહોરી ઉઠે, ખીલી ઉઠે, એની શક્તિઓને નવી દિશા આપે તેવું બનવું જોઈએ. પરંતુ શિક્ષકો દ્વારા જ ખોટા આળ ચડાવાય છે. આવા શિક્ષણથી વિદ્યાર્થી આત્મહત્યાની દુષ્પ્રેરણા

મેળવે ત્યારે કાયદો અને ન્યાય વિદ્યાર્થીઓની પડખે ઊભા રહે ખરા કે? હજી સુધી આરતી રાઠોડના કિસ્સામાં કોઈ ગુરૂજનનો વાળ વાંકો થયો નથી.

ઉપર જણાવેલી  સત્ય ઘટના તો માત્ર દરિયામાં દેખાતી બરફનાં પહાડની ટોચ જેવી છે જે થોડીક જ દેખાય છે.આખો પહાડ તો દરિયામાં સંતાયલો છે.  એકલ-દોકલ ઘટનાઓ સામે આવે છે જ્યારે વિદ્યાર્થીઓના માનસિક ત્રાસની ઘણી ઘટનાઓ તો આપણી સામે આવતી પણ નથી. નર્સરી કે જુનિયર સિનિયરમાં ભણતા બાળકને અડધી કાચી-પાકી ઊંઘમાંથી ઊંચકી સીધો બાથરૂમના ટબમાં નવડાવવા બેસાડી, ટાઈ-બૂટનો યુનિફોર્મ પહેરાવી, વહેલી સવારની શાળાએ પહોંચાડવા ઘેટાં,બકરાંના ડબ્બામાં પુરતાં હોય તેમ રીક્ષા-વાનમાં ઠાંસી દેવામાં આવે તે કંઈ નાનોસુનો ત્રાસ છે ? પણ સભ્ય સમાજમાં એને સમયપાલન અને શિસ્તના નામે પુરસ્કારવામાં આવે છે. ૬ થી ૧૪ વર્ષની વયકક્ષાના બાળકોને મફત અને ફરજિયાત શિક્ષણ આપવાનું બંધારણમાં જણાવ્યું હોવા છતાં શિક્ષણનું ખાનગીકરણ થયું છે તેમાં બાળક યંત્રવત રીતે વિદ્યાદેવીની ફરજિયાત ઉપાસના કરે છે. ભાર વિનાના ભણતરની આદર્શ વાતો માત્ર વાતો જ રહી છે. બાળકોના પોતાના વજન કરતાં એના દફતરનું વજન વધી જાય એવી પરિસ્થિતિ ઊભી થઈ છે. શહેરનાં બાળકોને તો વળી વધારે હોશિયાર બનવા માટે શાળા ઉપરાંત ટ્યુશન કલાસ અને વધારાની પ્રવૃતિના ક્લાસીસમાં પણ જવાનું. વહેલી સવારથી મોડી સાંજ સુધી કેરમબોર્ડની કૂકરીની જેમ શાળાના ક્લાસીસમાં આમ તેમ ટીચાતો બિચારો સાંજ સુધીમાં લૂલી ભાજી જેવો થઈ જાય છે! એમાં વળી શાળાના વાર્ષિક ઉત્સવમાં  જોડાવાનું સદ્દભાગ્ય સાંપડે તો વળી વધારાનો સમય રિહર્સલ માટે કાઢવાનો ! વળી આ વાર્ષિકોત્સવો વિદ્યાર્થીઓના કલા-કૌશલ્યને નિરખવા માટે ઓછા પણ સંચાલકોની વેપારીવૃત્તિ અને પોતાની ઈચ્છા મુજબનો અહ્‌મ સંતોષ માટે વધારે માત્રામાં થતાં હોય છે. જેનો આર્થિક ભાર વાલીને માથે, વાહવાહ બધી શાળાસંચાલકોના ફાળે.

હવે તો કેટલીક સરકારી શાળાઓ પણ ખાનગી શાળાઓને ‘રોલ મોડેલ’માની આવા ખર્ચાળ વાર્ષિકોત્સવને રવાડે ચડી છે જેમાં પણ શિક્ષણ સાથે સંકળાયેલા પર્યટન, મુલાકાત જેવી પ્રવૃત્તિઓ પણ હવે માત્ર વ્યાવસાયિક હેતુસર યોજવામાં આવે છે. અભ્યાસક્રમ સાથે કોઈપણ પ્રકારનો અનુબંધ ન હોય તોય ‘પિકનિક સ્પોર્ટ’નો પ્રવાસ શૈક્ષણિક સંસ્થા દ્વારા ગોઠવી દેવાય, પ્રવાસનો શૈક્ષણિક હેતુ જાય ખાડામાં. ટ્રાવેલિંગ એજન્સી અને આયોજકની આર્થિક ઉપલબ્ધિ સાથે લાગતા વળગતાને તગડું કમિશન મળી જાય એટલે ભયો ભયો ! ચાવી  આપેલા રમકડાં જેવા વિદ્યાર્થીઓ તૈયાર કરવા એ તો કંઈ સાચું શિક્ષણ નથી. માત્ર પરીક્ષાલક્ષી શિક્ષણ અને પૂર્વ તૈયારી દ્વારા આપણે સૌ શિક્ષણનો આત્મા હણી રહ્યા છીએ અને બાળકોને શિક્ષિત બનાવવાને સ્થાને સંકુચિત, ભીરુ અને માનસિક રીતે નમાલા બનાવી રહ્યા છીએ. સાક્ષરી વિષયોની ભરમારની આડે શારીરિક શ્રમની બાદબાકી એટલી સહજ રીતે થઈ છે કે આજના વિદ્યાર્થીની શ્રમરૂચિ સાવ જ ઘટી ગઈ છે. લખવા-વાંચવા અને ગોખવાના શ્રમથી જ એ એટલો તો થાકી જાય છે કે હવે એ ઈત્તર વાંચન કે બાહ્ય વાંચનથીય દૂર થતો જાય છે. શિક્ષણનું કુંડાળુ એને ગળી રહ્યું છે અને જીવન કુંડાળામાં બંધાતું નથી તેથી  જીવનવ્યવહારમાં તે હતપ્રભ બની જાય છે. પરિણામે તંદુરસ્ત સમાજ અને જનજીવન ખોરવાય જાય છે. સ્વસ્થ નાગરિક્નું ઘડતર કરવાની બાહેંધરી આજનું શિક્ષણ આપી શકે તેમ નથી.

એટલે જ શિક્ષણ એ કોઈ સંસ્થા વિકાસ, કેવળ વ્યક્તિ વિકાસ કે આર્થિક વિકાસનું માધ્યમ ન રહેતા વિદ્યાર્થીના સર્વાંગી વિકાસનું માધ્યમ બને અને તેની રૂચિ-અભિરૂચિ અને કૌશલ્યોને વિકસવાની તક પુરી પાડનાર સાચી સુવિધા અને વ્યવસ્થા આપનારું બને તે દિશામાં આગળ વધવું જ રહ્યું.

■

# સંતરામપુર કૉલેજમાં અભ્યાસ કરતી આદિવાસી વિદ્યાર્થીનીઓની સામાજિક, આર્થિક સમસ્યાઓનો અભ્યાસ

ડી.વી.વીરપરા, રઘુનાથસિંહ ધામોત
સંતરામપુર, જિ. પંચમહાલ.

**અભ્યાસનાં નમૂના હેઠળની માત્ર ૨૫ જ બહેનો હોસ્ટેલમાં રહીને અભ્યાસ કરે છે. બાકીની તમામ બહેનો એસ. ટી બસ દ્વારા આવ-જા કરતી જણાય છે જેના કારણે કેટલીક મુશ્કેલીઓ પડતી હોવાનું જણાય છે. જેમ કે અપુરતી અને અનિયમિત બસોના કારણે કોલેજ આવવામાં અને ઘરે જવામાં મોડા પડવું જેની અસર તેઓની શૈક્ષણિક સિદ્ધિઓ પર પડતી જોવા મળે છે.**

આધુનિક ભારતીય સમાજમાં સ્ત્રીશિક્ષણનું પ્રમાણ બહું ઓછું જોવા મળે છે. અને આ પરંપરા છેક પ્રાચીન કાળથી ચાલી આવી છે. પ્રાચીન સમયમાં ભારતીય સમાજમાં વિદૂષી, ગાર્ગી અને મૈત્રેયી જેવી આંગળીના વેઢે ગણાય તેટલી ઉચ્ચ રાજકીય ઘરાનાની સ્ત્રીઓ જ શિક્ષણ લઈ શકતી. ઉત્તરવેદકાલીન ભારતીય સમાજમાં સ્ત્રીઓ પરનાં પ્રતિબંધો વધુ મજબૂત બનતા ગયાં અને સ્ત્રી સ્વતંત્રતા ઘટતી ગઈ. જેના પરિણામે સ્ત્રી શિક્ષણ પર પ્રતિબંધ મુકાયો. મધ્યયુગીન ભારતીય સમાજમાં આ પ્રતિબંધો વધુને વધુ જડ બનતાં ગયાં. સ્ત્રી શિક્ષણ આકાશ, કુસુમવત બનવા લાગ્યું. ત્યારબાદ બ્રિટીશશાસનનાં સમયમાં સુધારણાની ચળવળો શરૂ થતા સ્ત્રી શિક્ષણને ઉત્તેજન મળવા લાગ્યું જેના ફળ સ્વરૂપે સ્વતંત્ર ભારતમાં સ્ત્રીઓ શિક્ષણ લેતી થઈ. સ્ત્રી શિક્ષણની ઉદાસીનતા ઘટતી ગઈ જેના મીઠા ફળ આદિવાસી સમુદાય-વંચિત સમુદાયને પણ મળ્યાં આધુનિક ભારતમાં સ્ત્રીઓ-પુરૂષોની સરખામણીમાં ઓછાં પ્રમાણમાં પણ શિક્ષણ લેતી થઈ છે. અને ઉચ્ચશિક્ષણમાં પણ સ્ત્રીઓ આવી શકી છે. કોલેજમાં ઉચ્ચશિક્ષણ લેતી આદિવાસી બહેનો કેવી સામાજિક - આર્થિક સમસ્યાઓનો સામનો કરી રહી છે. તે સમજવાનો પ્રયાસ અત્રેની કોલેજમાં સમાજશાસ્ત્ર વિભાગ દ્વારા કરવામાં આવ્યો છે. વર્ષ ૨૦૦૭-૦૮માં સંતરામપુર કૉલેજમાં અભ્યાસ કરતા કુલ વિદ્યાર્થિઓ નીચે મુજબ છે :

| વર્ષ | ભાઈઓ | બહેનો | કુલ |
|---|---|---|---|
| એફ. વાય. | ૩૮૩ | ૨૯૦ | ૬૭૩ |
| એસ. વાય. | ૨૩૩ | ૧૨૩ | ૩૫૬ |
| ટી. વાય. | ૨૦૭ | ૧૧૪ | ૩૨૧ |
| કુલ | ૮૨૩ | ૫૨૭ | ૧૩૫૦ |

સંતરામપુર આદિવાસી આર્ટ્સ એન્ડ કોમર્સ કોલેજમાં અભ્યાસ કરતાં આદિવાસી વિદ્યાર્થી ભાઇઓ અને બહેનોનું પ્રમાણ :

| વર્ષ | ભાઈઓ | બહેનો | કુલ |
|---|---|---|---|
| એફ. વાય. | ૨૮૬ | ૨૩૬ | ૫૨૨ |
| એસ. વાય. | ૧૬૭ | ૮૪ | ૨૫૧ |
| ટી. વાય. | ૧૧૯ | ૭૯ | ૧૯૮ |
| કુલ | ૫૭૨ | ૩૯૯ | ૯૭૧ |

ઉપરોક્ત કોષ્ટકમાં ૭૧.૯૨ ટકા આદિવાસી ભાઈઓ અને બહેનોનું પ્રમાણ સૂચવે છે. સાથે સાથે આ આંકડાકીય માહિતી ભાઇઓ અને બહેનોનાં શિક્ષણનાં

પ્રમાણમાં પણ તફાવત સૂચવે છે. કુલ ભાઈઓ કરતાં (૫૭૨) કુલ બહેનોનું શિક્ષણ (૩૯૯) એટલે કે ૧૭૩ જેટલી બહેનો ઓછી છે. સમસ્ત ભારત- ગુજરાત અને પંચમહાલનાં જે આંકડાકીય માહિતી સાક્ષરતાનાં પ્રમાણની છે તે જ બાબતનું પ્રતિબિંબ અહીં પણ પડતું દેખાય છે.

આદિવાસીઓમાં સાક્ષરતાનું પ્રમાણ (૨૦૦૧)

| | ભારત | ગુજરાત | પંચમહાલ |
|---|---|---|---|
| પુરૂષો | ૫૭.૧૧ | ૬૨.૫૮ | ૭૬.૦૬ |
| સ્ત્રીઓ | ૩૫.૩૨ | ૪૦.૪૫ | ૪૫.૦૪ |
| કુલ | ૪૬.૪૪ | ૫૧.૭૮ | ૬૧.૦૫ |

આ કોષ્ટકમાં સમસ્ત ભારત, ગુજરાત અને પંચમહાલના વિસ્તારમાં વસવાટ કરતાં આદિવાસીઓમાં સ્ત્રી-પુરૂષ શિક્ષણનું અસમાન પ્રમાણ સૂચવે છે. જે સંતરામપુર કૉલેજમાં પણ આપણાને સ્પષ્ટ થતું દેખાય છે.

આદિવાસી સમાજમાં સ્ત્રી શિક્ષણનું પ્રમાણ નીચું કેમ છે તથા ઉચ્ચ શિક્ષણ લેતી વિદ્યાર્થીની બહેનો કેવા પ્રશ્નો - મુંઝવણો અનુભવે છે તે જાણવા માટે આ અભ્યાસ કરવાનો પ્રયત્ન કર્યો છે.

ઉચ્ચ શિક્ષણ લેતી આદિવાસી બહેનો સ્નાતક બાદ એમ.એ., બી.એડ્. તથા વ્યાવસાયિક અભ્યાસ એલ.એલ.બી., એમ.એસ.ડબલ્યુ. જેવા ઉચ્ચ અભ્યાસનું વલણ ધરાવે છે. આ એક જાગૃતિનું લક્ષણ છે.

મોટાભાગની બહેનો નોકરી માટે ભણતી જોઈ શકાય છે. અને તેમાં પણ ખાસ કરીને શિક્ષિકા બનવાનું વલણ ધરાવે છે. અહીં શિક્ષિકાનો વ્યવસાય બહેનો શા માટે સ્વીકારવા તૈયાર થતી હશે તો એમ કહી શકાય કે સ્ત્રી સહજ જે લાગણી ભાવના છે એના કારણે વિદ્યાર્થીઓ સાથે ઝડપથી અનુકૂલન સાધી શકે છે. અને બીજું પણ કહી શકાય કે કદાચ સૌથી વધુ સલામત માન- સન્માન ભર્યો વ્યવસાય પણ માનતી હોઈ શકે.

અભ્યાસનાં નમૂના હેઠળની માત્ર ૨૫ જ બહેનો હોસ્ટેલમાં રહીને અભ્યાસ કરે છે. બાકીની તમામ બહેનો એસ.ટી બસ દ્વારા આવ-જા કરતી જણાય છે જેના કારણે કેટલીક મુશ્કેલીઓ પડતી હોવાનું જણાય છે. જેમ કે અપુરતી અને અનિયમિત બસોના કારણે કૉલેજ આવવામાં અને ઘરે જવામાં મોડા પડવું, જેની અસર તેઓની શૈક્ષણિક સિદ્ધિઓ પર પડતી જોવા મળે છે. સાથે સાથે ઘરે અભ્યાસ માટેના અલગ રૂમની સગવડનો અભાવ જેવી મુશ્કેલીઓ જોઈ શકાય છે.

અનામત નીતિ અંગેના વલણો જાણવા માટે પુછાયેલા પ્રશ્નોનાં પ્રત્યુત્તરમાં મોટાભાગની બહેનો અનામતનીતિ ચાલુ રાખવાનું વલણ ધરાવે છે. મોટાભાગની બહેનો અનામતનીતિની તરફેણ કરે છે. જેના અનુસંધાનમાં કહી શકાય કે અનામત નીતિએ આદિવાસી સમાજોમાં શિક્ષણને પ્રોત્સાહિત કર્યું છે તેમ કહી શકાય.

મોટાભાગની બહેનો સંયુક્ત કુટુંબમાં રહે છે. સંયુક્ત કુટુંબમાં જ રહેવાનું વલણ બતાવે છે કે આજેય ઉચ્ચશિક્ષણ લેતી બહેનો સંયુક્ત કુંટબની તરફેણ કરે છે. એટલું જ નહીં આવક પણ સંયુક્ત હોવી જોઈએ તેવું મોટાભાગની બહેનો માને છે. આ બાબત અંગે એમ કહી શકાય કે સંયુક્ત કુટુંબ અંગેની ભાવના પ્રબળ જણાય છે. અભ્યાસની સાથે-સાથે ઘરકામ અને ખેતીમાં મદદ કરતી હોય છે. કારણ કે અભ્યાસ હેઠળની બહેનોનો કુટુંબનો વ્યવસાય ખેતી અને પશુપાલન છે.

ઉચ્ચશિક્ષણ લેતી આદિવાસી બહેનોની લગ્ન વય ઊંચી આવી છે. અને મોટાભાગની બહેનો યોજિતલગ્નની તરફેણ કરે છે. જીવનસાથીની પસંદગીમાં મોટાભાગની બહેનો પોતાની જાતિ સમુદાયની વ્યક્તિને પ્રાધાન્ય આપતી જણાય છે. સાથે સાથે શિક્ષણ દેખાવ, આવક, અને આર્થિક સ્થિતિને પણ મહત્વની ગણે છે. કન્યાશુલ્ક ની સાથે સાથે વરશુલ્ક પણ હવે વધતું જતું જોવા મળે છે.

પ્રાપ્ત માહિતી અનુસાર આજે પણ પુત્રજન્મનાં મહત્વનું વલણ જોવા મળે છે. આમ છતાં પુત્રીના જન્મને પણ આવકાર દાયક ગણે છે. કન્યાશુલ્કનાં રિવાજને કારણે પુત્રી જન્મ આવકાર દાયક હોઈ શકે સાથે સાથે પુત્ર

જન્મનું મહત્વ પણ એટલું જ વધતું જઈ રહ્યું છે. શિક્ષણ તેમજ બિનઆદિવાસી સમાજના સંપર્કને કારણે આ પરિવર્તન આવ્યું હોઈ શકે ૬૮.૧૮ ટકા એક જ પુત્ર-પુત્રીના જન્મને આવકારે છે. ૮૭.૨૭ ટકા બહેનો કુટુંબનિયોજનની તરફેણ કરે છે.''યાને કી હમ દો હમારે દો''ની સરકારી નીતિનું સમર્થન અભ્યાસ હેઠળની ૬૮.૧૮ ટકા બહેનો કરે છે.

છૂટાછેડા અંગેના વલણો જોઈએ તો સંચયી માહિતી એવું બતાવે છે કે ૭૧.૮૧ ટકા ઉત્તરદાતા છૂટાછેડાને નકારે છે, ૧૫.૪૫ ટકા સમર્થન કરે છે, ૧૨.૭૨ ટકા જવાબ આપવાનું ટાળ્યું છે.

જે આદિવાસી સમાજમાં છૂટાછેડા એક સહજઘટના ગણાતી હતી તે આદિવાસી સમાજમાં ઉચ્ચશિક્ષણ લેતી બહેનો છૂટાછેડાને નકારે છે. આ પરિવર્તન શિક્ષણ તેમજ હિંદુસમાજના સંપર્કને કારણે પણ આવ્યું હોઈ શકે.

હોસ્ટેલમાં રહેતી તમામ બહેનો સરકારી હોસ્ટેલમાં રહે છે. ૨૫ ટકા કરતાં પણ ઓછુ પ્રમાણ હોસ્ટેલમાં રહેનારી બહેનોનું છે. જે બધી ઘરેથી આવ જા કરે છે. કેટલીક બહેનો હોસ્ટેલમાં રહેવા માંગતી હશે પરંતુ જગ્યાના અભાવે હોસ્ટેલમાં પ્રવેશ મેળવી શકતી નથી. ખાનગી હોસ્ટેલનો અભાવ તથા ઘરેથી આવજા કરવામાં પડતી મુશ્કેલીઓનાં પરિણામે કેટલીક બહેનો ભાડે રૂમ રાખીને રહે છે. જેને લીધે કેટલીક મુંઝવણો - દેખરેખ, આર્થિક પ્રશ્ન, સલામતીનાં પ્રશ્નો મુંઝવતા હોઈ શકે.

દરેક ઉત્તરદાતા ઉચ્ચશિક્ષણ મેળવે તે માટે કુટુંબમાં દરેક સભ્ય પ્રોત્સાહિત કરતાં માલૂમ પડયાં છે જે બતાવે છે કે આદિવાસી સમાજમાં સ્ત્રીશિક્ષણનું મૂલ્ય સ્વીકૃત બનતું જાય છે.

ઉત્તરદાતા વિદ્યાર્થીની બહેનો અભ્યાસ અંગેનું માર્ગદર્શ કોની પાસેથી મેળવે છે આવાં પ્રશ્નનાં પ્રત્યુત્તરમાં ૧૧૦ કુલ ઉત્તરદાતા બહેનોમાંથી ૧૦૦ ઉત્તરદાતા બહેનોએ જણાવ્યું કે તેઓ શિક્ષક પાસેથી માર્ગદર્શન મેળવે છે. આ બાબત બતાવે છે કે શિક્ષકનું મહત્વ વિદ્યાર્થીનાં જીવનમાં કેટલું છે ! સાથે-સાથે શિક્ષકની ભૂમિકા-જવાબદારીને અનેકગણી વધારી દે છે.

અભ્યાસ હેઠળની મોટાભાગની બહેનો શિક્ષણ લઈ શિક્ષિકા બનવાનું વલણ સવિશેષ ધરાવતી જોવા મળે છે. સાથે સાથે અભ્યાસ અંગેનું માર્ગદર્શન ૯૦ ટકા બહેનો શિક્ષકો પાસેથી મેળવે છે. જો બહેનો શિક્ષિકાનો વ્યવસાય વધુને વધુ અપનાવતી જાય શિક્ષણના વ્યવસાયમાં બહેનોને પ્રાયોરિટી અપાય અને વિદ્યાર્થી શિક્ષણ અંગેનું માર્ગદર્શન શિક્ષક પાસેથી જ લેવાનું પસંદ જયારે વધુ ને વધુ કરતાં હોય ત્યારે બહેનોને પ્રાયોરિટી શિક્ષકના વ્યવસાયમાં મળે એ ઘટના વધુ અસરકારક બનશે. અને એના કારણે દેશમાં, રાજયમાં બનતી ''પાટણકાંડ'' જેવી ઘટનાઓનું પ્રમાણ ઘટાડી શકાશે. જો આપણે સ્વચ્છ સમાજનું નિમાર્ણ કરવા માગતા હોઈએ અને સ્ત્રીઓને શિક્ષિત કરવા માંગતા હોઈએ તો એને સલામતી આપવી તે પ્રથમ શરત બની જાય છે. ''પાટણકાંડ'' ની ઘટના પછી ઘણા માતા પિતા પોતાની દિકરીઓને હોસ્ટેલમાંથી લઈ ગયા. જેની અસર શિક્ષણ, સ્ત્રી શિક્ષણ પર થાય છે. જેથી સ્ત્રીઓને શિક્ષણના વ્યવસાયમાં વધુમાં વધુ સ્થાન મળે તો આવી ઘટના અટકાવી શકાશે. અને સ્ત્રી શિક્ષણને ઉત્તેજન આપી શકાશે. એક સાથે બે ધ્યેય સિદ્ધ કરી શકાશે.

▪

# વિદ્યાર્થી, વાલી અને આપણી પરીક્ષા

વિનુ બામણીયા

**શિક્ષણ ક્ષેત્રે ચાલતો અંશતઃ કે વ્યાપક ભ્રષ્ટાચાર ! ડોનેશન પેટે ઊભા થયેલા શિક્ષકો, પરીક્ષામાં ચાલતી ગેરરીતિઓ ને પરીક્ષા કેન્દ્રોથી અસલ રત્નો માર ખાઈ જાય છે.**

જૂના સમયથી ચાલી આવતી આ પરીક્ષા સમય જતાં અનેક રૂપે પરિવર્તન પામી, અમુક માળખામાં સચવાઈ, યોગ્ય માપદંડોથી મૂલવાઈ ને એમ એક પ્રવાહ અસ્ખલિત વહેતો થયો. પણ જેમ-જેમ સમય બદલાયો, શિક્ષણ બદલાયું, પધ્ધતિ બદલાઈ, માળખા-ઢાચાં બદલાયા તેમ-તેમ શિક્ષક, વિદ્યાર્થી અને વાલીના મન પર થતી પરીક્ષાની અસર ઘેરી બનવા માંડી.

૨૧મી સદીના ટેકનોલોજીના યુગમાં કશી જ કશર ન હોવા છતાં વિદ્યાર્થી, વાલી કે શિક્ષકના મન પર પરીક્ષાનો બોજ કેમ વધે છે તે વિચાર માગી લે તેમ છે. શિક્ષણના ધુરંધરો, મહારથીઓ, વિશારદો, શું ખૂટે છે ? કયાં ભૂલ થાય છે ? ક્ષતિ નિવારણના ઉપાયો કયા છે ? કયાં ગડમથલ ઊભી થાય છે ? કયાં કશુંક ખૂટવા લાગ્યું કે લુપ્ત થવા લાગ્યું જેથી કરીને આજની પરીક્ષા વિદ્યાર્થી શિક્ષક કે વાલીના હૃદય, મન ઉપર ઘેરો ઘાલી બેઠી !

આમાં વાંક ત્રણેયનો છે કે નથી ? એ વાત કે એમાં રહેલું તથ્ય નોખુ છે પરંતુ સમજવા જેવું ખરું, કેમ કે આજનું શિક્ષણ ખાડે ગયું છે. પાયાની કેળવણી કાચી પડી છે. શિક્ષક, વાલી અને વિદ્યાર્થી ત્રણેય આંધળે બહેરું કૂટાયની સ્થિતિએ છે. આનું મુખ્ય કારણ વિદ્યાર્થી લક્ષ ચૂકયો છે, શિક્ષક કર્તવ્ય ભૂલ્યો છે. વાલી અંધાધૂધીમાં અટવાયો છે. શિક્ષક આખું વર્ષ ભણાવે છે પણ તન- મનથી નહીં, વિદ્યાર્થી આખું વર્ષ અચેતન જીવે છે. મસમોટી ફી ચૂકવી હાથ અધ્ધર કરી વાલી, સુગ્રીવ વિલાસમાં રાચે છે. અંત ઘડી વિદ્યાર્થીનું ખરા સમયે આંધળું સાહસ. છેલ્લી ઓવર છેલ્લો બોલ છેલ્લો રન ! ખરા અર્થમાં પરીક્ષાનો કોઈને મન કોન્સેપ્ટ સ્પષ્ટ નથી ! ને હોય તો લઘુત્તમ મૂડી-નફો-ખોટ આમ જૂઓ તો વર્ષભરની મહેનતનું પાણી, ધખધખતા તાપમાં વિદ્યાર્થીનું ત્રણ કલાકમાં માપન. કેટલુ લખાય ? કેટલું કપાય? સરવાળે કેટલું શૂન્ય થાય ?

ખરું જોતાં પરીક્ષાનો 'હાવ' શિક્ષક, વાલી અને વિદ્યાર્થીના મનનો કબજો લઇ લે છે. જેમાં મન પ્રફુલ્લિત રહેવાને બદલે શંકાઓના ઘેરાવામાં ચિમડાઈ મરે છે. બાકી તો મન જિંદાબાદ તો પરીક્ષા જિંદાબાદ. પરીક્ષા કઈ નવી નવેલી નથી કે તેનાથી ડરવાનું હોય. એનો સ્વીકાર કરી તેમાં ઉતરવાને બદલે વિદ્યાર્થી બધું ભૂલી બેબાકળો બને છે. જેની મન પર ઘેરી અસર પડે છે. આને દૂર કરવા એક હિંમતબાજ વિદ્યાર્થીનો દાખલો લેવા જેવો છે. એક વિદ્યાર્થી ખરા તન-મન- દિલથી પરીક્ષા આપવા પૂર્વ તૈયારી, હિંમત અને રૂઆબી છટાથી પેપર લખવા બેઠો, પ્રશ્નપત્રમાં કુલ સાત પ્રશ્નોમાંથી સૂચના મુજબ ગમે તે પાંચ પ્રશ્નો લખવાના હતા. વિદ્યાર્થીએ સહેજ પણ ડર્યા વગર ત્રણ કલાકામાં પુરા સાત પ્રશ્નો ખૂબીથી લખ્યા, છેલ્લે લખ્યુ; 'ગમે તે પાંચ તપાસો.' આજે તો પરીક્ષા પહેલાં વિદ્યાર્થી હચમચી જાય છે. ટેન્શનમાં રહે છે. વધુ પડતા ઉજાગરા કરી ઉંઘથી સ્વાસ્થ્ય બગાડે છે. છેવટે વાંચેલું કે ગોખેલું ભૂલી જાય છે. વાંચવાનું બાજુ પર રહે ને તાવ કે અન્ય બિમારીમાં સપડાય છે. વાંચનની પરીક્ષાની લ્હાયમાં ખાવાનું ઓછું કરી દે છે. ગૂમસૂમ ફરે છે. પરીક્ષામાં આવા વેવલાવેડા થોડાં ચલાવી લેવાય, ખેર ! વાલીઓ પણ કંઈ આ બાબતે ઉણા ઉતરે તેમ નથી એમને બસ એક જ લ્હાય છોકરો કે છોકરી ડૉકટર, એન્જીનિયર બને ને કૂળને ઉજાળે, પણ વાલી જ બાળકોનો મૂળ ગૂનેગાર છે. આખો દિવસ ટકોર કર્યા કરશે, આમ નહી કરવાનું, તેમ નથી કરવાનું, જયાં ત્યાં નહીં ફરવાનું, ટી.વી. નહીં જોવાનું,

કમ્પ્યુટર કે લેપટોપથી દૂર રહેવાનું, ટયુશન કે શાળામાં નિયમિત ધ્યાન આપી ભણવાનું, અધુરામાં પૂરુ બૈરાં, છોરાં કે પૈસાની હાય, આવામાં બાપડા બીચારા બાળક્નો ખૂરદો બોલાવી દે એટલી હદે વાલી પહોંચી જાય છે.એ સમજયા કે મન પર અસર હોય, ટેકનોલોજીના જમાનામાં બાળકનું ભવિષ્ય ઊજળું બને તેવા પ્રયાસો કરવા જરૂરી છે પણ નકરો બોજ ઠોકી બેસાડવો કેટલે અંશે ઉચિત ગણાય ? બાળક સાથે વાલી પણ હાંફળો, હાંફળો ફરશે, જગત આખાનું ટેન્શન લેશે, સારા ટકા નહીં આવે તો બાળકનું ભવિષ્ય બગડશે ! સારા ઘરના માગાં નહિં આવે, આબરૂ જશે, સમાજ કે સોસાયટીમાં શું મોં બતાવશે ? સારી વહુ કે સારા જમાઈ નહીં મળે ! આવા તેવા નકામાં ફંદાથી જાતનું પતન નોંતરવાનું કયા ગ્રંથમાં લખેલ છે? વાલી અને વિદ્યાર્થી બાપે માર્યા વેર જેમ વર્તે. છેવટે પરીક્ષામાં શૂન્યાવકાશ જ રચાયને !

બીજી બાજુ શિક્ષક ક્ષમા અને કર્તવ્યનો પુજારી, પોતાની ધાક જમાવવા કે વટ પાડવા અનેક રસ્તા અજમાવશે. સારા શિક્ષક તન- મનથી વિદ્યાર્થીના ભલા માટે રચ્યા પચ્યા રહેશે. અભ્યાસક્રમને પૂરેપૂરો ન્યાય આપશે. વર્ગ બહાર પણ ઈતર વાંચન પુરું પાડશે. ફ્રેન્ડ, ફિલોસોફર એન્ડ ગાઈડની ભૂમિકા ભજવશે. પોતાના વિદ્યાર્થી પ્રત્યે પ્રેમ-કરુણા વહાવશે. બને તેટલી પુરી સજ્જતાથી કામ લેશે. વિદ્યાર્થીનું ઊજળું ભાવી જ એમનો આદર્શ હોય એવા શિક્ષકો કર્તવ્ય નિષ્ઠ જ હોય. છતાં પણ પરીક્ષાની માનસિક તંગદિલી ઊભી થવાની જ, કેમકે પરિસ્થિતિ પ્રમાણે વિદ્યાર્થીને ન્યાય થશે કે અન્યાય એ કહેવું એમના માટે મુશ્કેલી હોય કસોટીની એરણ પાર ઉતરવું જરૂરી જણાતાં જીવ રેડી દઈ કામ કરશે. કેમકે શિક્ષકની છાપ સમાજમાં સારી પડે, શાળામાં તેમનું મૂલ્ય ઊંચુ રહે, સઘળાં આદર્શ સચવાય વગેરે-વગેરે. પણ અમુક શિક્ષકો તૂંડ મીજાજી, છેલબટાઉ, ઘુવડ જેવી નીતિવાળા પોતાની નીતિ કર્તવ્યને નેવે મુકી રીઢા ગૂનેગાર જેમ વર્તે, અભ્યાસક્રમ પુરો કરે ન કરે, વિદ્યાર્થીને ધાક ધમકી, મારઝૂડ કરી, પરેશાન કરે, ખરાખોટા વ્યાજબી શબ્દોચ્ચાર કરે, વિદ્યાર્થીના મનનો કબજો લઇ, 'ડેન્જર શિક્ષક' તરીકેની છાપ ઊભી કરવામાં પણ પાછા પડે તેવા નથી. આમાં વિદ્યાર્થીનું હિત જોખમાય. જોકે એમને પણ સંસ્થા, ટ્રસ્ટી, આચાર્ય કે સ્ટાફ જોડે સમતા જળવાય તેની પડેલી હોય છે. તેથી તેમનું મન પણ શાંત હોતું નથી, શાળાનું પરિણામ ખરાબ આવે, ટકાવારી નીચી જાય, બાળકો ઓછાં થતાં મહેકમ ઘટે, ફાજલનો પ્રશ્ન ઊભો થાય, શાળાની ડિમાન્ડ ઘટે, સરકારી ગ્રાન્ટો પર કાપ મૂકાય, પગાર ધોરણ ન જળવાય, ટ્રસ્ટીનાં કડવાં વેણ શાંભળવાં પડે, લોક નજરે નીચા પડવાનું થાય, વિદ્યાર્થીઓમાં હલકા પુરવાર થવાનું બને, વિદ્યાર્થી પરીક્ષા સારી આપે સારા માર્કસ લાવે, પરિણામ ૭૫ ટકાથી ઉપરની આશા પર પાણી ફરી વળે ત્યારે શિક્ષકની શી વલે થાય, એ આંખે જૂઓ તો ખબર પડે. અલબત બધું જોતાં પરીક્ષા એક એવો સમય છે જેમાં સ્થિરતા જરૂરી છે. ખરું કે ખોટું શિક્ષક, વાલી કે વિદ્યાર્થી પોતે જ પોતાની જાતને સાંત્વના આપે તે ખૂબ જરૂરી છે. આ બધુ તો ઠીક ભાર વગરના ભણતરનો ઉદેશ પૂર્ણ કરવામાં વાલી વિદ્યાર્થી કે શિક્ષકની જિંદગી પૂરી થઈ જાય છે. કારણ શિક્ષણ ક્ષેત્રે ચાલતો અંશતઃ કે વ્યાપક ભ્રષ્ટ્રાચાર ? ડોનેશન પેટે ઊભા થયેલ શિક્ષકો,અધુરામાં પુરતું પરીક્ષામાં ચાલતી ગેરરીતિઓ, અને પરીક્ષા કેન્દ્રોથી અસલ રત્નો માર ખાઈ જાય છે. ઠોઠ નિશાળીયા આગળ વધી જાય છે. કોઈ લગામ કોઈ અંકુશ જોવા મળતો નથી. સમાચાર પત્રોમાં આવતા સમાચારો પ્રત્યે પણ અધિકારી વર્ગ આંખ આડા કાન કરે, મૂળમાં જ ઉધઈ લાગે તો વિકાસ તો ઘણે દૂરની વાત ! આમ છતાં, મહેનત કરનાર વિદ્યાર્થીને ટકા ભલે ઓછા મળે જિંદગી ચોક્કસ સારી જ જીવવા મળે છે. અહીં એટલું ચોક્કસ નક્કી છે કે શિક્ષણ કયારેય એળે જતું નથી. ગમે તેવા સંજોગો, ગમે તેવી તંગદિલીમાંય તે ઊગી નિકળે છે, ફળે છે. ભલે વાતાવરણ ધુંધળુ હોય, પરીક્ષાની મન પર હકારાત્મક કે નકારાત્મક અસરો પ્રર્વતતી હોય, જેમ સૂર્ય ઉગતા અંધકાર નષ્ટ થાય છે તેમ પરિશ્રમ થકી ઊભી કરેલી શક્તિ ચોક્કસ ઊજળાં પરીણામ બક્ષે છે. પછી ભલેને પરીક્ષામાં ગમે તેવા સંજોગો પેદા કેમ નથી થતાં, મહેનત આગળ આખું જગત જખ મારે ! આમ છતાં પરીક્ષાની શિક્ષક વિદ્યાર્થી કે વાલીના મન પર થતી ચિત્ર-વિચિત્ર અસરોને નકારી શકાય તેમ પણ નથી, નિવારી શકાય તેમ પણ નથી. સિવાય પોતે.

■

વિકાસ

# આપણા ગામડાઓ અને ગ્રામસભાની સ્થિતિ

ગિરીશ ચૌધરી
ઘંટોલી, તા. માંડવી, જિ. સુરત

**ગ્રામસભાઓ થાય છે પરંતુ એમાં લોકોનો જરાય અવાજ હોતો નથી. મૂંગી ગ્રામસભાઓ થાય છે. 'અપને ગાઁવ મેં અપના રાજ' નો એક છાંટો પણ લોકોમાં દેખાતો નથી અને જો ગ્રામસભામાં ચર્ચા થાય તો ગામમાં બોર ક્યાં કરાવવાનો, રસ્તો કયો કરવાનો, ઈંદિરા આવાસ કે સરદાર આવાસ કોને મળવા લાયક છે. તેની ચર્ચા થતી હોય છે પરંતુ ગામની સમસ્યાઓ કે જે દેશની સમસ્યાઓ છે –પર્યાવરણ, શિક્ષણ, નીતિવિષયક ચર્ચાઓ થતી નથી.**

૮મી અને ૯મી જુલાઈ ૨૦૦૦ના રોજ બંધારણની પાંચમી અનુસૂચિમાં સંશોધન કરવાના પ્રયાસના વિરોધ માટે રાષ્ટ્રીય સંમેલનમાં દિલ્હી ખાતે હાજર રહી ચર્ચામાં ભાગ લેવાની તક મળી. સ્થળ હતું ઈન્ડિયન સોશ્યલ ઈન્સ્ટીટ્યૂટ, દિલ્હી. દેશભરના આદિવાસી લીડરો, તજજ્ઞો ઉપસ્થિત હતા. આ બે દિવસ દરમિયાન આદિવાસીઓના અધિકારો પર થઈ રહેલા તરાપ, જમીન મિલ્કતમાંથી બેદખલ કરવાની પેરવી- સમતા જજમેન્ટ વગેરેની ચર્ચા થઈ. છેલ્લે રાષ્ટ્રપતિ કે. આર. નારાયણન, વડાપ્રધાન અટલ બિહારી વાજપેય તથા અનુસૂચિત જનજાતિ આયોગના અધ્યક્ષ દિલીપસિંહ ભૂરિયાને આવેદનપત્ર આપવાનું નક્કી થયું. શ્રી રવિ રે(માજી સ્પીકર લોકસભા, શ્રી રવિ પ્રાગડા(મંત્રી સમતા હૈદરાબાદ) તેમજ શ્રી અશોક ચૌધરીની આગેવાનીમાં રાષ્ટ્રપતિને આવેદનપત્ર આપ્યું. માત્ર દશ મિનિટ મુલાકાતનો સમય આપ્યો હોવા છતાં એક કલાક ચર્ચા ચાલી. છેલ્લે બંનેએ કહ્યું, ''આપ બહુત અચ્છા કામ કર રહે હો.'' ત્યારબાદ અધ્યક્ષ શ્રી દિલીપસિંહ ભૂરિયા સાથે ચર્ચા અને પ્રશ્નોત્તરી થઈ તે દરમિયાન મેં પુછ્યું, ''સાહબ, મૈં ગુજરાત સે આયા હું, આપકા જો રિપોર્ટ હૈ ઉસકા ગુજરાત મેં અમલ નહીં હો રહા હૈ.''

એમણે કહ્યું, ''કોઈ બાત નહીં, મૈં ગુજરાત કો બાત કરુંગા.'' અમે દિલ્હીથી પાછા આવ્યા અને બે મહિના બાદ આખા ગુજરાતમાં ગ્રામસભાઓ થવા માંડી. પણ સરકારી અધિકારીઓએ અગાઉથી નક્કી કરેલા એજન્ડા મુજબ. ગામના લોકો પોતાની ઈચ્છાથી નહીં. અનુસૂચિત જનજાતિ આયોગના પૂર્વ કમિશ્નર ડૉ. બ્રહ્મદેવ શર્માએ ગ્રામસભાને સંસદથી સર્વોપરી કહી છે અને 'અપને ગાઁવ મેં અપના રાજ'નું સૂત્ર આપ્યું છે. જ્યારે ગુજરાતની ગ્રામપંચાયતો સરકારી અધિકારીઓના અગાઉના નક્કી કરી રાખેલા મુદ્દાઓની ચર્ચા અધિકારીઓની હાજરીમાં કરવાની જેથી અભણ,ઓછું ભણેલા ગ્રામજનો અધિકારીઓની માન મર્યાદા રાખી કશું બોલે નહીં અને આયોજન વિરોધ વિના પાસ થઈ જાય. આમ ગ્રામસભાઓ થાય છે પરંતુ એમાં લોકોનો જરાય અવાજ હોતો નથી. મૂંગી ગ્રામસભાઓ થાય છે. 'અપને ગાઁવ મેં અપના રાજ'નો એક છાંટો પણ લોકોમાં દેખાતો નથી અને જો ગ્રામસભામાં ચર્ચા થાય તો ગામમાં બોર ક્યાં કરાવવાનો, રસ્તો કયો કરવાનો, ઈંદિરા આવાસ કે સરદાર આવાસ કોને મળવા લાયક છે તેની ચર્ચા થતી હોય છે. પરંતુ ગામની સમસ્યાઓ કે જે દેશની સમસ્યાઓ છે- પર્યાવરણ, શિક્ષણ, નીતિવિષયક ચર્ચાઓ થતી નથી.

હું જે ગામમાં નોકરી કરું છું તે ગામની ગ્રામ સભામાં જવાનું થયું. હાજર સભ્યોમાં સરપંચ, તલાટી અને પંચાયતનો નશો કરેલો એવો એક સભ્ય, આરોગ્ય કર્મચારી, નર્સ અને હું. માત્ર પાંચ જ હાજર હતા. ગ્રામસભાનું કોરમ કરવા માટે ગામમાં લગ્નનું જમણવાર ચાલુ હતું ત્યાં મીનીટબુકમાં સહીઓ કરાવીને ગ્રામસભા પૂર્ણ કરી. મારા જ ગામની

ગ્રામસભામાં હું ખાસ રજા મુકીને હાજર રહ્યો હતો. સરકાર તરફથી તેર મુદ્દા મોકલાવેલા હતા. તેમાં તેરમો મુદ્દો નર્મદાયોજનાના સંદર્ભમાં વડાપ્રધાનનો આભાર માનતો ઠરાવ પાસ કરવાનો હતો. આ ગ્રામસભામાં સિંચાઈ, આરોગ્ય અને શિક્ષણના ત્રીજાવર્ગના કર્મચારીઓ હાજર હતા. તથા ગ્રામજનો સિત્તેર જેટલા હતા. છતાં ચર્ચાની શરુઆત થતી ન હતી. આખરે હું ઊભો થયો, સરપંચ અને અધિકારીગણની રજા લઈ ચર્ચાની શરુઆત કરી. ગામમાં જ્યાં રસ્તો, બોર, કૂવો, ટાંકી જે બનાવવું હોય તેની સામે મારો કોઈ વાંધો નથી પરંતુ તેરમાં નંબરના ઠરાવ વિશે મારા વિચારો રજુ કરવા છે. નર્મદાયોજનાનું પાણી આપણને મળવાનું નથી, આપણે તાપી અને નર્મદાની વચ્ચે રહીએ છીએ, ઉકાઈ બંધ આપણાથી ત્રીસ કિ.મી. દૂર છે, નર્મદાનું પાણી રાજસ્થાન પહોંચવાનું હોય અને આપણી પૂર્વપટ્ટી પાણી માટે વલખાં મારતી હોય ત્યારે વડાપ્રધાનનો આભાર શાનો માનવાનો?

નર્મદાયોજનાથી વિસ્થાપિત થયેલા આપણા આદિવાસી ભાઈઓનું યોગ્ય પૂનઃસ્થાપન કાર્ય સામે સરકાર આંખ આડા કાન કરે છે અને તમે એનો આભાર માનતો ઠરાવ પાસ કરો છો ? જો આભાર માનવો જ હોય તો ઠરાવમાં લખો-નર્મદાયોજનાથી અસરગ્રસ્ત વિસ્થાપિતોનું યોગ્ય પુનઃસ્થાપન કાર્ય વહેલી તકે પૂર્ણ થાય એ અપેક્ષાએ વડાપ્રધાનનો આભાર માનવામાં આવે છે.

'એક સરકારી કર્મચારી આવી વાતો કરે, આવી વાતો એમણે ન કરવી જોઈએ, આવો ઠરાવ ન થાય', એવી ઘણી બધી દલીલો થઈ. તો સવાલ એ ઊભો થાય છે કે આપણા ગામમાં આપણા રાજનું શું ? એનો મતલબ એ થયો કે સરકાર પોતાનું ધાર્યું કરવા માટે ગ્રામસભાનો હથિયાર તરીકે ઉપયોગ કરી શકે છે.

ગુજરાતની બધી જ ગ્રામપંચાયતોએ આ રીતે વડાપ્રધાનનો આભાર માનતો ઠરાવ પસાર કર્યો હશે અને ગુજરાત સરકારે કહ્યું હશે : પાંચ કરોડ જનતા મારી સાથે છે. આ એની સાબિતી ગ્રામપંચાયતના ઠરાવો. જે યોજના માટે વડાપ્રધાનનો આભાર માને છે. મેધા પાટકર, આમીરખાન, આંતર રાષ્ટ્રીય માનવઅધિકાર આયોગ અને કોઠારી બકવાસ કરે છે.

ભારતની સંસદમાં મે ૧૯૯૫માં રજૂ થયેલ બીલની મંજૂરી બાદ રાષ્ટ્રપતિની મંજૂરી તા-૧૪-૧૨-૧૯૯૬ના રોજ મળતા પંચાયતોની જોગવાઈઓ (અનુસુચિત વિસ્તારોમાં વિસ્તરણ) અધિનયમ ૧૯૯૬ કાયદો અમલમાં આવેલ છે. અનુસૂચિત વિસ્તરણ એટલે બંધારણની કમલ ૨૪૪નાં ખંડ (૧)માં દર્શાવ્યા પ્રમાણેનો અનુસૂચિત વિસ્તાર. બંધારણની કલમ ૨૪૪ના ખંડ (૧)માં જણાવ્યા અનુસાર આસામ, મેઘાલય, ત્રિપુરા અને મિઝોરમ રાજયો સિવાયના રાજયોમાં અનુસુચિત વિસ્તારો અને અનુસુચિત આદિજાતિઓના વહીવટ અને નિયંત્રણને બંધારણની પાંચમી અનુસૂચિની જોગવાઈઓ લાગુ પડે છે. તેથી ગુજરાતને પાંચમી અનૂસુચિની જોગવાઈઓ લાગુ પડે છે.

કેન્દ્રીય કાનૂનની કલમ ૪ ની પેટા કલમ (ન) માં એવી સ્પષ્ટ જોગવાઈ છે કે પંચાયતોને સ્વશાસનની સક્ષમ સંસ્થા બનાવવા માટે જે સત્તાઓ અને અધિકારો જે કોઈ કાયદા દ્વારા આપવામાં આવે છે તે કાયદાઓમાં સલામતીની એવી વ્યવસ્થા હોવી જોઈએ કે ઉચ્ચ સ્તરની પંચાયતો નીચેના સ્તરની પંચાયતોની અને ગ્રામસભાની સત્તાઓ અને અધિકારો પડાવી શકશે નહિ. આમ છતાં ગુજરાતના કાયદાએ ગ્રામસભાને કેટલીક સત્તા અને અધિકારો કેન્દ્રીય કાનૂનને અવગણીને આપેલ નથી. તે પરિસ્થિતિની વિડંબના છે.

બંધારણની પાંચમી અનુસૂચિના ભાગ- (બ)માં સૂચવાયેલ આદિવાસી સલાહકાર કાઉન્સિલે સક્રિય થઈને આદિવાસી સ્વશાસન અંગેના ગુજરાતના કાયદાની ઉપરોક્ત ખામીઓ દૂર કરીને તે કેન્દ્રીય કાનૂન સાથે પૂરેપૂરો સુસંગત થાય તે માટે રાજયપાલ સાથે સખત રજૂઆત કરવી જોઈએ.

આદિવાસીઓનું પ્રતિનિધિત્વ કરતા વિધાયકોએ પણ રસ લઇ કર્તવ્ય પાલન કરવું જોઈએ. આદિવાસીઓના ઉત્કર્ષ માટે કાર્યરત સ્વૈચ્છિક સંસ્થાઓએ આદિવાસી સ્વશાસનનું સાંગોપાંગ અમલીકરણ થાય તે માટે જનજાગૃતિ અભિયાન જેવો ધ્યેયલક્ષી કાર્યક્રમ ઉપાડી લેવો જોઈએ. એ આપણી સૌની નૈતિક ફરજ છે.

અંતે સુશિક્ષણનો ફેલાવો થાય, નાગરિકો જાગૃત થાય તો જ આપણાં ગામમાં આપણું રાજ શકય બનશે.

■

# આરોગ્ય, શિક્ષણ અને સ્થળાંતરની સમસ્યાઓથી ઘેરાયેલો ગ્રામીણ સમાજ

અરવિંદ પ્રતાપ

તેજગઢ તા. છોટાઉદેપુર, જિ. વડોદરા

**ગ્રામીણ સમાજમાં આરોગ્યની સમસ્યા કરતાં. જે સૌથી મોટી સમસ્યા અમારી સામે સર્વેક્ષણ દરમિયાન નીકળીને આવી તે છે ' શિક્ષણ'. સાક્ષરતા અર્થાત્ અક્ષરજ્ઞાન. બીજા શબ્દોમાં કહીએ તો લખવા વાંચવાનું જ્ઞાન, જે નિત્ય જરૂરી છે. સાક્ષરતા મનુષ્યને અજ્ઞાનથી મુક્તિ અપાવે છે, અસમાનતા તથા શોષણની વિરુદ્ધ ઊભા થવાની શક્તિ આપે છે.**

પુરા ત્રણ મહિનાના સમયગાળામાં 'પ્રકૃતિ હેલ્થ' ટીમે ગુજરાતના છોટાઉદેપુર અને કવાંટના ૨૫ ગામોમાં અને મધ્યપ્રદેશના ૨ ગામોમાં આદિવાસીઓને લગતી જુદી-જુદી સમસ્યાઓ જેવી કે રહેઠાણ, અને વ્યક્તિગત સ્વચ્છતા, ખોરાક બિમારીઓ, ગર્ભવતી સ્ત્રી અને બાળક, સ્થળાંતર અને શિક્ષણ ઉપર સર્વે દ્વારા સંશોધન કર્યું છે.

બધા જ ગામડાઓનું અંતર છોટાઉદેપુરથી લગભગ ૧૮ થી ૩૦ કિલો મીટરનું હશે. ઘણાં બધા ગામડાઓમાં આવ-જાવ માટે કાચા રસ્તાઓનો ઉપયોગ કરે છે. અને કેટલાક ગામડાઓની સ્થિતિ એવી છે કે ત્યાં વાહન લઇ જવાની સંભાવના જ નથી.

હું મારી પુરી ટીમના સભ્યોના નામ અહીં લેવા માગું છું. ભલેને તે રાજેન્દ્રભાઇ કે ગોવિંગભાઇ હોય, લલુભાઇ હોય કે રણજીતભાઇ, અમારા રાજસ્થાનના વિદ્યાર્થી ખેમરાજ, વિક્રમ તથા નરેશ, મધ્યપ્રદેશના લાલસિંહ હોય કે મોહન અથવા સુરતના ગામડાથી આવેલી સવિતા હોય કે અંજુ, પંચમહાલની સુધા કે રંગપુરની ચંપા, શારદા, માવલીબેન હોય આ બધા જ લોકોએ કઠીન પરિશ્રમ કર્યો છે. આ કુલ સતાવીસ ગામોમાં ભૂખ-તરસ કે ભરબપોરના તડકાની ચિંતા કર્યા વગર કેટલાયે કિલોમીટર માથે આરોગ્યની દવા-સામગ્રી લઈ ડુંગરો-કોતરો-ખેતરોને પાર કર્યા છે. અને ગામના ઘર-ઘર ખૂંદીને ગામની તપાસ કરી છે. તેમની આ મહેનતને કારણ આ સતાવીસ ગામડાનું વાસ્તવિક ચિત્ર આ સંશોધનમાં ઊભું થયું છે.

માત્ર સર્વે કે સંશોધનનો હેતુ ન રહેતા આ ટીમનું કાર્ય અતિ દૂર- છેવાડાના લોકો કે જયાં આજે પણ માત્ર પગદંડી જ છે. કયાંક વાહન પહોંચે એવી સ્થિતિ છે. તેવા ગામડાઓમાં આરોગ્યની સેવાઓ શરૂ કરી. લોકોને પોતાના આરોગ્ય વિશે જાગૃત કરવાનો જે પ્રયાસ કર્યો છે તે ચિરસ્મરણીય છે.

આ સંશોધનના જુદા જુદા અભ્યાસોના વિશ્લેષણથી એ સ્પષ્ટ થાય છે કે આદિવાસી સમુદાયનો પરિવેશ, જીવનશૈલી અને સામાજિક, આર્થિક સ્થિતિનો આરોગ્યની સાથે ઘનિષ્ઠ સંબંધ રહેલો જોવા મળે છે.

અભ્યાસ સમય મર્યાદાને નજર સામે રાખતા પ્રત્યેક ગામ (Random sampling) ના આધાર પર ૭૦ પરિવારોને પસંદ કરવામાં આવતા હતા. જેમાં પરિવારના સભ્યોની સાથે પ્રત્યક્ષ મૂલાકાત પદ્ધતિનો ઉપયોગ કર્યો હતો.

ગ્રામીણ સમાજમાં આરોગ્યની સમસ્યા કરતાં જે સૌથી મોટી સમસ્યા અમારી સામે સર્વેક્ષણ દરમિયાન નીકળીને આવી તે છે. 'શિક્ષણ'. સાક્ષરતા અર્થાત્ અક્ષરજ્ઞાન બીજા . શબ્દોમાં કહીએ તો લખવા વાંચવાનું જ્ઞાન, જે નિત્ય જરૂરી છે. સાક્ષરતા મનુષ્યને અજ્ઞાનથી મુક્તિ અપાવે છે, અસમાનતા તથા શોષણની વિરુદ્ધ ઊભા

થવાની શક્તિ આપે છે. તથા સ્વતંત્રતાના લક્ષ્ય પ્રાપ્તિમાં સહાયક હોય છે.

જો અમારા કાર્યક્ષેત્રની વાત કરીએ તો આ ૨૭ ગામોમાંથી કેટલાક ગામડાઓમાં તો સ્કૂલ પણ નથી. અને જે ગામોમાં શાળા છે એ ગામોમાં શિક્ષક સમયસર આવતા નથી. આ સમસ્યાનો સામનો અમે અમારા કાર્યના સમય દરમિયાન પ્રત્યક્ષ અનુભવ્યો છે. એવા પણ કુટુંબો મળ્યા છે કે જેમાં એક પણ સભ્ય શિક્ષિત નથી. કેટલાક લોકોએ તો એ પણ કહ્યું કે અમે ભણેલા નથી છતાં જીવન જીવી રહ્યા છીએ. તો અમારા છોકરા અને છોકરીઓ કેમ જીવી નહીં શકે? કેટલાક લોકો પોતાના બાળકોને ભણાવવા માંગે છે. પરંતુ એમની પરિસ્થિતિને કારણે તેઓ ભણાવી નથી શકતા. કેટલાક લોકોમાં સ્કૂલ છોડનારા બાળકોની સંખ્યા એટલા માટે વધારે હતી કેમ કે આગળનો અભ્યાસ કરવા માટે ૪ થી ૫ કિલોમીટરના અંતરે જવું પડતું.

શિક્ષણની સીધી અસર આરોગ્ય પર પડે છે. કેમ કે લોકોને જે સુવિધાઓ ઉપલબ્ધ થવી જોઈએ તે એમને મળતી નથી. કેટલાક ગામડાઓમાં આવવા જવા માટે રસ્તાઓ પણ નથી. કંઇક આકસ્મિક બીના બને તો કુદરત ભરોસે છોડી દેવાય છે. સ્વચ્છતા અંગેના પ્રશ્નો પૂછતા એ લોકોને કંઇક નવું લાગતું હતું. આ વિસ્તારમાં ઘૂંટણના દુખાવાના દર્દીઓનું પ્રમાણ વધારે જોવા મળે છે. સ્ત્રીઓ અશિક્ષિત હોવાથી તેમની સમસ્યાઓ પર ધ્યાન આપવું જરૂરી બને છે. કારણ કે તેમનું આરોગ્ય દિવસે-દિવસે નીચે જતું જણાય છે. જેમકે માસિક ધર્મની ખામીઓ,વધારે લોહી પડવું, સમયસર માસિક ન આવવું, સફેદ પાણી પડવું વગેરે બહેનોમાં વ્યક્તિગત સ્વચ્છતાનો અભાવ જોવા મળ્યો છે.

કેટલાક ગામડાઓને બાદ કરતાં ઘણા ગામોમાં ગામની દાયણો દ્વારા પ્રસવવિધિ કરાવે છે. કારણ કે કેટલીક સ્થાનિક આરોગ્ય સેવાઓ ન હોવાને કારણે તેઓ દવાખાનાઓની સેવાઓ મેળવી શકતા નથી.

કેટલીક પાણીથી થતી બિમારીઓ પણ જોવા મળી. કેટલીક જગ્યાએ તો પાણીની ગંભીર સમસ્યા છે. એટલે ત્યાં ડાઈરિયા, મલેરિયા વગેરે સમસ્યાઓ સમય-સમય પર ઊભી થતી હોય છે. આ ગામોના આરોગ્યના સર્વે દરમિયાન કુપોષણની જે સ્થિતિ અમારી સામે આવી છે. તે નીચે પ્રમાણે છેઃ

| ગામ | પડવાની | કોટબી | મોગરા | ઘટોલ | આંબાડુંગર |
|---|---|---|---|---|---|
| સર્વે સં. | ૫૮૨ | ૨૨૮ | ૪૭૮ | ૩૧૫ | ૩૩૪ |
| કુપોષણ | ૧૧૨ | ૩૮ | ૧૫ | ૧૫ | ૧૦૧ |

અંતે હું સ્થળાંતરની વાત કરીશ જે આદિવાસી ક્ષેત્રમાં ૨૫-૩૦ ટકા છે. પૂછવાથી ખબર પડે છે કે ચોમાસું ખેતીના કારણે સ્થળાંતરની સમસ્યા વધારે થાય છે. જયારે પોતાની ખેતીનું કામ શરૂ થાય એટલે તેઓ પાછા પોત પોતાના ગામમાં આવી જાય છે. કામના સ્થળ વિશેના પ્રશ્નોમાં તેઓ કહે છે કે મજૂરી માટે શહેરમાં જઈએ છીએ ત્યાં મોટા ભાગની સુવિધાઓનો અભાવ હોય છે. શોષણના શિકાર પણ કયારેક-કયારેક થવું પડે છે અને સૌથી મોટી સમસ્યા બાળકો શિક્ષણથી વંચિત રહી જાય છે. પોતાના ગામમાં સરકારની ''રોજગાર ગેરંટી'' યોજનાથી તેમનું કુટુંબ ચાલી શકે એવી સ્થિતિ નથી.

આટલી બધી સમસ્યાઓ હોવા છતાં અમને લોકોને આ ગામડાના આદિવાસી લોકો પાસેથી ઘણું બધું શીખવા મળ્યું જેમ કે આ લોકોને 'વિકાસ ' શબ્દથી કોઈ લેવા દેવા નથી. આટલી બધી સમસ્યાઓથી ઘેરાયેલા હોવા છતાં તેમના કપાળે ચિંતાની એક રેખા શુધ્ધા દેખાતી ન હતી. આટલી બધી સમસ્યાઓથી ઘેરાયેલા હોવા છતાં કોઇ પણ પ્રશ્નનો સરળતા પૂર્વક -વિનમ્રભાવે જવાબ આપવો એ તેમની પાસેથી શીખવા જેવો ગુણ છે.



# કુદરતના વિકાસમાં મનુષ્યનો આવિર્ભાવ

અશોક ચૌધરી

વેડછી, જિ. તાપી (વ્યારા)

**સમગ્ર જીવસૃષ્ટિમાં મનુષ્ય જીવન એ વિશિષ્ટતા ધરાવે છે. પહેલાં પ્રકૃતિ મુજબ જીવોએ વર્તન કરવું પડતું હતું પરંતુ મનુષ્ય એના મગજના વિકાસ સાથે જે કંઈ અનુભવો થતા હતા, તેની અનુભૂતિ મૂજબ અભિવ્યકિત અને જરૂર પડે ત્યાં સર્જન, અંકુશ અથવા વિનાશ કરતાં શીખ્યો. આમ, એના અસ્તિત્વ માટે જે કોઈ વસ્તુઓની જરૂરીયાત હતી તેને શેમાંથી મેળવી શકાય તેના અલગ-અલગ પ્રયોગો કરવા માંડ્યા. અને તેનાથી નવી વસ્તુઓનું સર્જન તેમજ ઓજારોનો વિકાસ થતો ગયો.**

વિકાસને કુદરતી અને માનવ સર્જિત તરીકે પરિભાષિત કર્યા પછી પૃથ્વીની લગભગ ૬૭૧કરોડ વર્ષની યાત્રામાં કેવી સંરચનાઓ થઈ તે વિશે સમજવું આવશ્યક છે. સૂર્યથી છૂટા પડ્યા પછી પૃથ્વીને અગન ગોળામાંથી ઠંડા થતા લગભગ ૧૦૦ થી ૧૫૦ કરોડ વર્ષ લાગ્યા હશે એમ માનવામાં આવે છે. આ દરમિયાન અનેક તુમુલ તોફાનો-કડાકા ભડાકા અને પ્રચંડ ઉત્પાતો પછી ધરતીનું પડ બંધાયું અને જલ- વાયુંનું આવરણ થોડું સ્થિર થયું એમ માનવામાં આવે છે. શરૂઆતમાં ધરતીનો પ્રદેશ અત્યારે જે પ્રમાણે આપણે નકશો જોઈએ છીએ તે પ્રમાણેનહીં પરંતુ અમેરિકા-આફ્રિકાને સાથે જોડી જોવામાં આવે તો તે બંધ બેસતા થાય છે તેમ હતું. બીજુ આ જુદા પડવાની પ્રક્રિયા આજે પણ ચાલુ છે. દર વર્ષે આ ભાગો વચ્ચે ૧૦ થી ૧૧ સે.મીનું અંતર વધે છે. એ ગણતરીએ આ વિઘટનની પ્રક્રિયા લગભગ ૧૫ લાખ વર્ષથી ચાલતી હશે એમ કહી શકાય. તેવી જ રીતે આપણો હિમાલય પણ દર વર્ષે આજ ગતિએ સંકોચાય છે. ઓસ્ટ્રેલિયા દક્ષિણ ધૃવથી અલગ થયો એમ કહેવાય છે. આપણે સૂર્યને એક તારા તરીકે જાણીએ છીએ. બ્રહ્માડમાં એવા અનેક તારા મંડળો છે. તારા એ સ્વયં પ્રકાશિત છે. સૂર્યનો તારો આપણી નજીક છે. પૃથ્વી એમાથી અલગ થઈ તેથી આપણે પૃથ્વીને સૂર્યના ગ્રહ તરીકે ઓળખીએ છીએ. ચંદ્ર એ પૃથ્વીનો ઉપગ્રહ છે. સૂર્ય સ્થિર છે અને પૃથ્વીને ગતિ છે. પૃથ્વી સૂર્યની ફરતે ફરે છે. તેને એક ચક્ર પૂરું કરતાં લગભગ ૩૬૫ દિવસ લાગે છે. આપણે તેને ૧ વર્ષ ગણીએ છીએ. આ વર્ષને આપણે ઋતુઓ પ્રમાણે શિયાળો(ઠંડી), ઉનાળો(ગરમી) અને ચોમાસું (વરસાદ) એમ મુખ્ય ત્રણ ભાગમાં વહેંચીએ છીએ. આ ઉપરાંત પૃથ્વી પોતાની ધરી પર પણ ફરે છે. જેનાથી આપણે દિવસ રાત માણી શકીએ છીએ. પૃથ્વી ગોળ છે અને તેથી એનો વચ્ચેનો ભાગ સૂર્યની નજીક રહે છે. એના કારણે તે વિસ્તારમાં વધુ ગરમી રહે છે. આ વિસ્તારને આપણે ઉષ્ણ કટીબંધ કહીએ છીએ. પછીના ભાગને સમષીતોષ્ણ કટીબંધ અને ધ્રૂવ પ્રદેશ પાસે શિત કટીબંધ. એમ ધરતી ઓછી વધતી ગરમીને લીધે ત્રણ ભાગમાં વહેચાયેલી છે. શિત પ્રદેશ આથી જ મોટે ભાગે બરફથી ઢંકાયેલો હોય છે.

### ભૂભાગ મૃદુ આવરણ

આપણે સૌ જાણીએ છીએ કે પૃથ્વીનો ૧/૪ ભાગ જમીન છે. જમીન શરૂઆતમાં લાવા સ્વરૂપે હતી. ધીમે - ધીમે પૃથ્વી ઠંડી થતાં પડ બંધાયા. જેને ૧૦૦ કરોડ વર્ષ લાગ્યા એમ કહેવાય છે. વરાળના સ્વરૂપે જે વાયુ વાતારણમાં એકત્ર થયો તેમાંથી ધીમે-ધીમે વાદળો બંધાયા

અને ધરતી ઉપર વરસાદ પડવાની શરૂઆત થઈ. વાતાવરણ પણ ઠંડુ પડ્યું. પાણી ધન સ્વરૂપે એટલે કે બરફ રૂપે ધરતીની સપાટી ઉપર બંધાવા માંડ્યું. પૃથ્વીનો ૩/૪ ભાગ ખાલી હતો. તેમાં પાણી ભરાતાં તે ભાગે દરિયાનું સ્વરૂપ લીધું. આમ, સજીવસૃષ્ટિ માટે ધરતી પર તેમજ વાતવરણ અને પાણીમાં અવતરવાનું શક્ય બન્યું. માટી બંધાતાં એમાં 'હ્યુમસ' નામના તત્વે આ સજીવોને જીવ પ્રદાન કર્યું. આમ, વનસ્પતિ અને જીવની ઉત્પતિથી ધરતીના ભૂભાગ પર 'મૃદુ .

ઉત્ક્રાંતિના અધ્યયન દરમિયાન એવું લાગ્યું કે સજીવની ઉત્પતિ થતા લગભગ ૧૦૦ થી ૧૫૦ કરોડ વર્ષ લાગ્યા હશે. અત્યારે પણ નવા-નવા જીવો શોધાતા જાય છે પણ એમ અનુમાન થાય છે કે તેવી સંખ્યા એક કરોડ જેટલી હશે. આ બધા જીવો એકબીજામાંથી પોષણ મેળવતાં રહ્યા છે અને તેથી તેમનુ બંધારણ પંચતત્વોનું એટલે કે પ્રકાશ, વાયુ માટી, પાણી, અને આકાશથી બનેલા છે. કરોડો વર્ષના અંતે ભૂ-ભાગમાં વનસ્પતિ તેમજ સજીવોના નાશથી કોલસા તેમજ પેટ્રોલિયમની ઉત્પતિ થઈ. માટી, પથ્થરો તેમજ અલગ-અલગ ધાતુઓ પણ બની જેવી કે લોંખડ, સોનું રૂપું ચાંદી, એલ્યુમિનિયમ, તેમજ ચૂનાના પથ્થરો, હીરા, આરસપહાણ અને સમુદ્રમાંથી કિંમતી રત્નો પણ મળ્યા.

### જલાવરણ

જલાવરણ એ આપણે ઉપર જોયું તેમ પૃથ્વીના ત્રણ ભાગ પર છે. વરસાદનું પાણી નદીઓ મારફતે દરિયોમાં આવે છે. આમ, દરિયાનું પાણી ખારું હોવા છતાં સૂર્ય પ્રકાશથી પાણીનું બાષ્પીભવન થઈ આકાશમાં રજકણો સાથે મળી વાદળો બંધાય છે અને વરસાદ મારફતે આપણને જરૂરી મીઠું પાણી દર વર્ષે મળતું રહે છે. આમ, ચોખ્ખું પાણી આપણા અસ્તિત્વ માટે અનિવાર્ય છે.

### વાતાવરણ

વાતાવરણમાં મુખ્ય પ્રાણવાયુ (ઓકિસજન) છે. એ લગભગ ૯૬ ટકા છે. બીજો વાયુ અંગારવાયુ છે. જેનું પ્રમાણ ૦.૦૪ ટકા છે. અન્ય વાયુ નાઈટ્રોજન ,સલ્ફર, કલોરિન, ફલોરિન અને ઓઝોન જેવા છે. વાતાવરણમાં પ્રાણવાયુ હોવાને લીધે જ આપણે સજીવો જીવી શકીએ છીએ. વાતાવરણમાં ઉપરોક્ત વાયુઓનું સંતુલન બદલાય તો આપણું જીવવાનું મુશ્કેલ બની જતું હોય છે. ઓઝોન વાયુ એ ઓકિસજનનું મૂળરૂપ છે અને વાતાવરણમાં સૂર્યની નજીકનો પડ ઓઝોન વાયુનો હોય છે. આ આઝોનના પડને લીધે સૂર્યના કિરણો જેમા એક પારજામલી કિરણ પણ હોય છે. તેને આ પડ શોષી લે છે. જેથી આપણા શરીર પર થતી એની ખરાબ અસરો જેવી કે ચામડીનાં રોગો તથા કેન્સર જેવાથી બચી શકાય છે. વાયુમાં સલ્ફર કે આરસેનીક વાયુઓનું પ્રમાણ વધી જાય તો આપણને ફેફસાનાં રોગો થતા હોય છે. પીવાના પાણીમાં કલોરીન કે ફલોરિન વાયુઓ ભળે કે વધુ પડતાં ક્ષાર તત્વો હોય તો તે પાણી આપણને નુકશાનકારક હોય છે. જલવાયુના પ્રદૂષણના લીધે ધરતી પર જે સજીવો એનો ઉપયોગ કરે છે તેમને જીવન ટકાવવા માટે મુશ્કેલીઓ પડતી હોય છે.

### મનુષ્યનો આવિર્ભાવ

આપણે આગળ જોયું તેમ પ્રથમ જે સજીવસૃષ્ટિ ઉત્પન્ન થઈ તે પ્રકૃતિને આધીન હતી. અને નાના-મોટા જીવો એક બીજાનું ભક્ષણ કરીને જીવતા હતા. એમની વંશવૃદ્ધિ પ્રકૃતિદત્ત રીતે થતી રહેતી હતી. મનુષ્યની ઉત્પતિની ઉત્ક્રાંતિ ચાર તબક્કે થઈ એમ કહેવાય છે. પ્રથમ તબક્કો 'માલુર' હતો. બીજો તબક્કો 'ઈંડા' તરીકે ઓળખાય છે. જે ઉત્ક્રાંતિના અભ્યાસમાં અત્યાર સુધી ખૂટતી કડી હતી. ત્યાર પછી 'ચિમ્પાઝિ' અને આપણે જે અત્યારે છે તેવા મનુષ્યો ઉત્પન્ન થયા. આ પ્રક્રિયા લગભગ પાંચ કરોડ વર્ષ ચાલી એમ કહેવાય છે. મનુષ્યનું સ્વરૂપ ૭૦ લાખ વર્ષ પહેલાં થયું એટલે કે ભાષાની શરૂઆત સાડા ચાર લાખથી અઢી લાખ વર્ષ પહેલાં થઈ એમ કહેવાય છે. મનુષ્યનું મગજ ૨.૩૦લાખથી ૫૦ હજાર વર્ષ પૂર્વે સંપૂર્ણ થયું તેમ કહેવાય છે.

આમ, ઉપર મુજબ જે પર્યાવરણ સૃષ્ટિની વાત આપણે જોઈ તે પ્રકૃતિએ એકબીજાથી સંતુલિત બનાવી

હતી. એટલે કે ઋતુઓના અલગ-અલગ ચક્રથી આપણે શિયાળો, ઉનાળો અને ચોમાસુ એમ ત્રણ ઋતુઓમાં આપણી જરૂરીયાતો જેવી કે અનાજ, રહેઠાણ, પાણી દવાઓ, શરીર ઢાંકવાની ચીજો આ બધું ઉત્પન્ન કરવા માટે પ્રાથમિક ઓજારો, આનંદ માટે સંગીત અને નાચ વગેરેના સાધનો તેમજ અન્ય પ્રકૃતિદત્ત જરૂરીયાતો સ્ત્રી પુરુષના સહજીવનથી પ્રાપ્ત થતી હતી. સાથે વંશવૃદ્ધિ પણ ચાલુ રહેતી હતી. આપણે શ્વાસમાં પ્રાણવાયુ લઈને અંગારવાયુ બહાર કાઢીએ છીએ તેનું શુદ્ધિકરણ વનસ્પતિ કરે છે. પ્રાણવાયુ અને કાર્બનથી (અંગારવાયુ) કાર્બન ડાયોક્સાઈડ બનતો હતો. તેનું રૂપાંતરણ આ રીતે સૂર્ય પ્રકાશની મદદથી થતું હતું. આમ , સૂર્ય પ્રકાશથી વાયુનું શુદ્ધિકરણ તેમજ તેની ગરમીથી વરાળમાં રૂપાંતરીત પાણીની શુદ્ધિ પણ થતી રહેતી હતી.

આમ, ઉપરના તમામ આવરણોનું કુદરતી રીતે સર્જન, વિકાસ અને જતન તેમજ વિનાશ થતો રહેતો હતો. આમ, કુદરતી વિકાસની પ્રક્રિયામાં વિનાશનો સતત ભય રહેતો હતો. સમગ્ર જીવસૃષ્ટિમાં મનુષ્ય જીવન એ વિશિષ્ટતા ધરાવે છે. પહેલાં પ્રકૃતિ મુજબ જીવોએ વર્તન કરવું પડતું હતું પરંતુ મનુષ્ય એના મગજના વિકાસ સાથે જે કંઈ અનુભવો થતા હતા, તેની અનુભૂતિ મૂજબ અભિવ્યકિત અને જરૂર પડે ત્યાં સર્જન, અંકુશ અથવા વિનાશ કરતાં શીખ્યો. આમ, એના અસ્તિત્વ માટે જે કોઈ વસ્તુઓની જરૂરીયાત હતી તેને શેમાંથી મેળવી શકાય તેના અલગ-અલગ પ્રયોગો કરવા માંડ્યા. અને તેનાથી નવી વસ્તુઓનું સર્જન તેમજ ઓજારોનો વિકાસ થતો ગયો. એમાંથી મનુષ્યમાં આત્મવિશ્વાસ અને મહત્ત્વકાંક્ષાનો પણ ઉદ્‌ભવ થયો. છૂટક ટોળીઓના જીવનથી અલગ સમાજજીવન પણ શરૂ થયું. આમ તેની પ્રવૃતિઓમાં સતત વધારો થતો રહ્યો. સાથે પ્રકૃતિની આપત્તિઓમાંથી બચવા એણે સંરક્ષણની હરોળો પણ વિકસિત કરવાં માંડી. આમ અન્નનું ઉત્પાદન (ખેતી), પ્રકૃતિદત્ત શારીરિક જરૂરીયાત માટે લગ્ન અને સામાજિક જીવન, ઓજારોનના બનાવટ માટે નાના હુન્નર તેમજ શરીર ઢાંકવા વસ્ત્રો તેમજ ઋતુઓથી બચવા ધરતી પર વસવાટની શરૂઆત કરી.

**ક્રમશઃ**

▪

## ઝૂંપડી

અમારી આ ઝૂંપડી

બધી નમી ગઈ છે

તૂટી પડશે અમારી ઉપર

થોડા દિવસમાં.

આખી આમ તેમ હાલે છે

ત્યાર પછી શું ?

કશુ નંઈ.

બધું ખુલ્લું મેદાન !

ત્યાર પછી શું ?

કશુ નંઈ...

પોટલા માથે મુકી

હાંડલી-ગોદડી કાખમાં લઈ

ફરવું, જીવન માટે ગામે ગામ !

(ચામુલાલ રાઠવા કૃત
'માઝી સનદ કુઠે આહે?' માંથી અનુવાદ)

જેક
મજ
પર
શઃ



# આદિવાસી સાહિત્યકાર : ચામુલાલ રાઠવા

વિશ્રામ વળવી
નંદુરબાર, મહારાષ્ટ્ર

**સી. સી. રાઠવામાં સંશોધનાત્મક દૃષ્ટિ ઉત્પન્ન થતી જ હતી. કાળકૂપીત હૃદયમાં બંધ રહેલું જ્ઞાન તેમનો ગુણ હતો. એટલે જ તે ગયા ૧૫ વર્ષોમાં મહારાષ્ટ્ર, ગુજરાત, મધ્યપ્રદેશ અને રાજસ્થાનમાં આટા મારીને આદિવાસી સંસ્કૃતિ, ભિલોનો ઈતિહાસ, ડાંગી અને દેહવાલી ભાષાનો અભ્યાસ અથવા પોતાની ભાષા કયાંથી આવી અને આ ભાષા પર થયેલી અસરોનો અભ્યાસ તેમણે કર્યો છે.**

ઈ.સ. ૧૯૭૬ની વાત. હું ખાંડબારામાં નોકરી માટે નિમાયો હતો. નોકરી સંભાળીને સામાજિક સંવેદના પણ લખીને સાચવતો હતો. લખીને સાચવેલા સંવેદનો કાવ્યરૂપમાં શબ્દબદ્ધ કરીને મૂકતો હતો. હવે તે કોને બતાવવું. મારી કવિતાનો પહેલો વાચક અથવા પ્રેક્ષક તરીકે કોણ હશે? આ બધું નકકી કરતો હતો. ત્યાં જ મને મિત્રએ સી.સી.રાઠવાનું નામ કહ્યું. થોડીક પણ ઓળખ ન હતી. પણ એમને સાંભળ્યા હતા. હું મારી કવિતા લઈને એમની પાસે ગયો. તે સમયે તેઓ ભાડાના મકાનમાં રહેતા હતા. મને જોતાં જ તે હસ્યા અને 'આવ' એમ બોલ્યા. 'મને ખબર હતી કયારેક તો તું આવશે જ.' આવું કહેતા તેમણે મંગલને બૂમ મારી. આઠ-દસ વર્ષોથી ખીલવાળા ખરાબ ગાલોવાળા, માથાપર કાળા ચમકદાર લાંબાવાળ વાળા, શ્યામ વર્ણનો મંગલ હાથમાં મંગળ કળશ લાવ્યા તથા થાળીમાં હસતા મુખથી લોટો-ગ્લાસ લઈને મારી સામે આવ્યા. સરસ દેખાતા હતા એ. મેં પાણી પીને ચામુલાલ રાઠવા સામે જોયુ. તેઓ આંખો બંધ કરી ધ્યાનસ્થ બેઠેલા હોય તેમ લાગ્યું.

અમારા આટા ફેરા, મળવાનું વગેરે વારંવાર થવા લાગ્યું. સી. સી. રાઠવાનો સ્વભાવ સંશોધનાત્મક તેમનું મૂળ ગામ મૌલીપાડા. ખાંડબારાથી પશ્ચિમે ચાર-પાંચ કિલોમીટરના અંતરે છે. તેમના પિતાનું નામ છિપટ્યાભાઈ હતું. તુટક ખેતી પર પેટનો ખાડો ભરાતો ન હતો તેથી વાંસના ટોપલા બનાવે, માછલા મારવાની જાળો બનાવે તેમજ નજીક જંગલ હોવાથી જંગલમાંથી લાકડા ભેગા કરવા, ટીમરુના પાન ભેગા કરવાના કામો કરીને પેટનું નિર્વાહ કરતા હતા. તેમને બે પુત્ર અને બે પુત્રી હતા. તેમાથી ત્રીજા નંબરનો પુત્ર એટલે ચામુલાલ. ચામુલાલ નાનપણથી જ હોશિયાર અને મહેનતુ હોવાથી નિશાળમાં જવા લાગ્યો. ગામમાં તેમજ ખાંડબારામાં પ્રાથમિક શિક્ષણ પૂરુ કર્યુ. હાઈસ્કુલમાં આવ્યા બાદ રજાના દિવસોમાં ગુજરાત રાજયમાં મજૂરી માટે જતા. કુમળી વયમાં ઢોર ચારીને પિતાને ઘર ખર્ચમાં મદદ કરતા. મેટ્રિક પાસ થયા બાદ એમણે અમળનેર પ્રતાપ કૉલજમાં પ્રવેશ મેળવ્યો. ઘરની પરિસ્થિતિ અત્યંત કંગાળ હોવાથી કૉલેજમાં રજા પડે કે ઘરે કેવી રીતે જવું એ વિચારમાં જ હોય. એક વખત તેઓ બી.એ.ના બીજા વર્ષમાં હતા ત્યારે ભાડા માટે પૈસા ન હોવાથી અમળનેરથી ખાંડબારા-મૌલીપાડા આશરે ૧૨૦ કિલોમીટરના અંતરે પગે ચાલતા આવ્યા હતા.

રાઠવા સર મૂળમાં ચિકિત્સક હતા. આપણા પૂર્વજો કયાંથી આવ્યા એની શોધ કરતા કરતા તે નર્મદા જિલ્લો પસાર કરી મધ્યપ્રદેશના ઝાબુઆ જિલ્લામાં પહોચ્યા. ત્યાં તેમને તેમના પૂર્વજોના છોકરાઓ મળી આવ્યા, તે બધાની

અટક 'રાઠવા' હતી. તેમના સંબંધીએ કહેલી કથા એવી કે ઈ.સ.૧૮૫૨માં મધ્યપ્રદેશમાં દુકાળ પડ્યો હતો. તે સમયે સુરત-ભુસાવળમાં રેલ્વે માર્ગ આકારમાં આવતો હતો. પ્રચંડ જંગલ સાફ કરીને ત્યાં રેલ્વે માર્ગ તૈયાર કરવાનું કામ ચાલુ હતુ. વાસ્તવિક છે કે મજૂરોની ખૂબ જ જરૂર હતી એટલે પેટ-પાણી માટે સી.સી.રાઠવાના પૂર્વજો ચાલતા- ચાલતા ગુજરાતમાં કીકાકુઈમાં આવ્યા. રેલ્વે માર્ગનું કામ કરતા હોવાથી ત્યાંથી ખાંડબારા નજીક મૌલીપાડામાં આવીને ત્યાં જ સ્થાયિ થયા. આ વંશવેલી મળતાં જ તેમણે તેમની અટક 'વળવી' આ ઉપ અટક સરકારી અધિસૂચન દ્વારા બદલીને રાઠવા એવું કરાવી લીધું.

સી. સી. રાઠવામાં સંશોધનાત્મક દૃષ્ટિ ઉત્પન્ન થતી જ હતી. કાળકૂપીત હૃદયમાં બંધ રહેલું જ્ઞાન તેમનો ગુણ હતો એટલે જ તે ગયા ૧૫ વર્ષોમાં મહારાષ્ટ્ર, ગુજરાત, મધ્યપ્રદેશ અને રાજસ્થાનમાં આટા મારીને આદિવાસી સંસ્કૃતિ, ભિલોનો ઈતિહાસ, ડાંગી અને દેહવાલી ભાષાનો અભ્યાસ અથવા પોતાની ભાષા કયાંથી આવી અને ભાષા પર થયેલી અસરોનો અભ્યાસ કર્યો છે.

આદિવાસીઓની કુળદેવી દેવમોગરાના મૂળ અસ્તિત્વના કાલખંડનો પણ તેમણે સંશોધાત્મક અભ્યાસ કર્યો છે. પહેલાં આદિવાસી રાજાઓને મેવાસી રાજઘાટી કહેતા હતા. સી.સી. રાઠવાએ પ્રચંડ મહેનત કરીને ૧૨મી સદીના ઉત્કર્ષમાં રહેલી કેટલીક સંસ્થાનની રાજવટ, સાગબારા સંસ્થાન ગંગથા સંસ્થાન વગેરેના કાલખંડનો ઈતિહાસ સંકલીત કરીને મૂકેલો છે.

મધ્ય સમયગાળામાં સી. સી. રાઠવા સાહિત્ય અકાદમી અને ભાષા સંશોધન કેન્દ્ર વડોદરા સાથે જોડાયેલા હતા. તે સમયમાં તેમણે 'ઢોલ' સામાયિના સંપાદકનું કામ સંપૂર્ણ પણે સંભાળ્યું હતું.

આદિવાસી ક્રાંતિકારીઓનો સંશોધનાત્મક અભ્યાસ કરીને તેમણે 'ક્રાંતિ વીર ખાજયા નાઈક' આ પુસ્તક પ્રકાશિત કર્યુ છે. પ્રસિધ્ધ આદિવાસી સાહિત્યકાર અને કવિ વાહરુ સોનવણેના 'ગોધડ' કાવ્ય સંગ્રહને 'યશંવત રાવ ચૌહાણ પ્રતિષ્ઠાન' તરફથી પુરસ્કાર પ્રાપ્ત થયો ત્યારે સી. સી. રાઠવાને અત્યંત આનંદ થયો હતો. વાહરુ સોનવણે પાસેથી સ્ફૂર્તિ લઈને 'માઝી સનદ કુઠે આહે?' આ કાવ્ય સંગ્રહ પ્રકાશિત કર્યો. તેમાંથી 'વાહરુ ભાઉસ' આ કવિતામાં તે બોલ્યા-

''વાહરુ ભાઈ
તારી કુહાડી
મારા માટે નિહાણીનો પથ્થર છે
એના ઉપર હું
મારા સ્ફુર્તિની તલવાર
(ધાર કાઢું છું) ઘસુ છું.''

અને ખરેખર તે ઘસેલી તલવાર આદિવાસી સાહિત્ય, સંશોધન ક્ષેત્રમાં ચમકી. પ્રચંડ મહેનત કરીને દેવમોગરા માતાનો ઈતિહાસ અને આદિવાસી મેવાસી રાજયોનો રાજવટો બાબતમાં માહિતી સંકલન કરીને મુકેલી છે. એક વખત તે મને કહેતા હતા. 'વિશ્રામ' (આરામ) સંશોધનનું કામ અત્યારે પુરું થયેલુ છે. હવે બેઠકે બેસીને ક્રમ પ્રમાણે બંન્ને ગ્રંથોનું કામપૂર્ણ કરવાનું છે. પણ સમયને આ મંજૂર ન હતું . આ માણસ પાછા પગે ચાલી નિકળ્યો છે.

- કયારેય પાછા ફરવા ન આવવા માટે !

(મૂળ મરાઠીમાંથી અનુવાદઃ કાંતિ માહલે)

■

# માનવમુકિત માટે ઝૂઝનારો તેજસ્વી સાહિત્યકાર : ચામુલાલ રાઠવા


વીરસિંહ પાડવી

નંદુરબાર, મહારાષ્ટ્ર


**તેઓ ચર્ચામાં કહેતા હતા કે મૂળમાં તે છોટાઉદેપુર તરફના હતા. તેમણે કરેલા કાર્ય સમાજ માટે પ્રેરણા આપનારા છે. તે સમાજ પરિવર્તન અને આદિવાસી મુક્તિ માટે લખનારો, માનવમુકિત માટે ઝૂઝનારો તેજસ્વી સાહિત્યકાર હતો.**

ખાંડબારાના એગ્રીકલ્ચર હાઈસ્કુલના માજી ઉપઆચાર્ય અને આદિવાસી સાહિત્યકાર ચામુલાલ રાઠવાનું અચાનક તારીખ ૧૨ માર્ચ ૨૦૦૯ નાસિકમાં નિધન થયુ. તેમના મૃત્યુની જાણ તેમના નજીકના સંબંધીએ મને એજ દિવસે સવારે ૭:૦૦ વાગ્યેના સુમારે કરી. ચામુલાલ રાઠવા મૃત્યુ પામ્યા એટલે થોડા સમય પછી શહેરમાંથી ડૉ. માહેશ્વરી ગાવિતનો ટેલીફોન આવ્યો કે, આપણા આદિવાસી સાહિત્યકાર ચામુલાલ રાઠવા મૃત્યુ પામ્યા છે. સાંભળી ખૂબ જ ખરાબ લાગ્યુ કે આદિવાસી લેખક, સાહિત્યકારની અત્યારે કમી છે ત્યાં જ ચામુલાલ રાઠવા છોડી ગયા તેનાથી આદિવાસી સાહિત્ય ક્ષેત્રમાં મોટું નુકશાન થયાની અનુભૂતિ મેં કરી. તેમની અંતિમ વિધિમાં જવાની હું તૈયારી કરવા લાગ્યો.

ચામુલાલ રાઠવા સાથે મારી ઓળખ ચોથા 'આદિવાસી સાહિત્ય સંમેલન' જાન્યુઆરી ૨૭-૨૮-૨૯, ૧૯૮૯માં થઈ. આ કાર્યક્રમમાં તે આદિવાસી સાહિત્યકાર છે એમ ઓળખ થઈ અને ત્યારબાદ નજીકનો સંબંધ થયો. તે કાયમી યાદગાર બની રહ્યો. ઘણી વખત હું તેમના ઘરે ખાંડબારામાં જઈ આવ્યો હતો. હું ધુલિયામાં રહેતો હતો ત્યારે તે મારી પાસે આવતા ત્યારે અમારા વિચારોની આપલે થતી હતી. અનેક વિષયો પર ચર્ચા થતી હતી. તેઓ એક લેખક- સાહિત્યકાર તરીકે સામાજિક સંગઠનના સક્ષમ કાર્યકતા હતા. તેમનો આદિવાસી વિદ્યાર્થી સંગઠન અને આદિવાસી એકતા પરિષદ સાથે ધનિષ્ઠ સંબંધ હતો. આ સામાજિક સંગઠનને પાર પાડવા તેમનો મોટો હાથ હતો.

હું જેવો ૧૯૯૨ પછી ક્રાંતિવીર ખાજયા નાઈક જયંતી ઉત્સવનો દર વર્ષે ૧૧ એપ્રિલે કાર્યક્રમ લઈને જવા લાગ્યો, તેજ કાર્યક્રમનો આધાર બનાવી વીર બહાદૂર ખાજયા નાઈક નામનું એક નાનું પણ મહત્વનું પુસ્તક તેમણે પ્રસિદ્ધ કર્યુ. તેમણે ''માઝી સનદ્ કુઠે આહે?'' નામનું કાવ્યસંગ્રહ પ્રકાશિત કર્યુ છે. તેમજ ગુજરાત રાજયના વડોદરામાં સ્થિત ભાષાકેન્દ્રમાંથી 'ઢોલ' નામના આદિવાસી ભાષામાં નિકળેલા સામાયિકના તેઓ સંપાદક અને સલાહકાર હતા. એવા પ્રકારે ચામુલાલ રાઠવાનો આદિવાસી સાહિત્ય ક્ષેત્રમાં સંબંધ હતો અને રહેલો છે.

ચામુલાલ રાઠવા જયારે હયાત હતા ત્યારે ચર્ચા દરમિયાન તેમની રાઠવા અટક સંબંધે તેઓ કહેતા હતા કે, તેમના પૂર્વજો કામધંધા નિમિતે કયારેક પણ કંવાટ, છોટાઉદેપુર તરફથી સ્થાળાંતર થઈને ખાંડબારામાં સ્થાયી થયા અને મૂળ રાઠવા કુંટુંબ વળવીમાં રૂપાંતર થયુ. પરંતુ ચામુલાલ રાઠવા શિક્ષણ પ્રાપ્ત કરી આગળ આવ્યા પછી તેમનો ઈતિહાસ સંશોધન કરીને આપણા વંશ પરંપરા પ્રમાણે તે ફરીથી વળવીમાંથી રાઠવા થયા તે ચર્ચામાંથી કહેતા હતા કે મૂળમાં તેઓ એ તરફના હતા. તેમણે કરેલા કાર્ય સમાજ માટે પ્રેરણા આપનારા છે. તે સમાજ પરિવર્તન અને આદિવાસી મુક્તિ માટે લખનારો, માનવ મુકિત માટે ઝૂઝનારો તેજસ્વી સાહિત્યકાર હતો.

(મૂળ મરાઠીમાંથી અનુવાદઃ કાંતિ માહલે)

■

# દેહવાલી ભીલ બાળમાનસ ઘડતરમાં સમાજ, સાહિત્ય અને રમતોનો ફાળો

જયસિંહ વળવી
જંગલઆમલપાડા, તા. સોનગઢ, જિ. તાપી

**બાળગીતો, બાળવાર્તા સાંભળવાથી બાળકના મનમાં અનેક પ્રકારની કલ્પનાઓ ઊભી થાય છે. જેમકે, દેહવાલી ભીલ આદિવાસી સમાજમાં ઉખાણા એ મૌખિક રૂપે લોકોના વિશાળ અનુભવમાંથી આવેલ, વ્યાપક સમાજ જીવનમાં દઢ થયેલા, લોકોના સાંસ્કૃતિક સ્વભાવ, રહેણી-કરણી આદિનું તેમાં પ્રતિબિંબ હોય છે અને આવા ઉખાણા બાળકનાં બૌદ્ધિક વિકાસને પારખવા માટે સાંભળવા અને પુછવાની પરંપરા રહી છે. તેમાંથી બાળકની બુદ્ધિ કસોટી થાય છે.**

ભીલોમાં દેહવાલી ભાષા બોલનાર વસાવા, વસાવે, પાડવી, વળવી વગેરે અટકો લખવામાં આવે છે. આ ભીલ જાતિના બાળકના વ્યકિત્વ ઘડતરમાં કેટલાય પરિબળો જવાબદાર છે. જેમ કે કુટુંબ, રહેઠાણ, પરિવેશ, તહેવારો, સાંસ્કૃતિક કાર્યો, બાળરમતો, સાહિત્ય વગેરે.

**સમાજનો ફાળો**

ભીલ આદિવાસીઓમાં કૌટુંબિક રીતે બાળ ઉછેરમાં બાળકના જન્મના ૫ દિવસ પછી પાંચેરાની વિધિ ખૂબ જ આનંદ પૂર્વક ઉજવવામાં આવે છે. આ દિવસે બાળકનું નામ પાડવામાં આવે છે. નાના બાળકોની સારસંભાળ રાખવા માટે કુંટુંબના બધા જ સભ્યો એમની દેખરેખ રાખતા હોય છે. બાળક જેમ-જેમ મોટું થતું જાય છે તેમ તેમ પોતાની માતા પોતાના કામ-કાજમાં ગૂંથાયેલી રહેવાથી બાળકને ધાવણ કરાવીને તેમના પરિવારના દાદા-દાદી કે કાકા-કાકી સાથે મુકીને તે પોતાના કાર્યમાં વ્યસ્ત રહેતી હોય છે. બાળકને કંઈ પણ પ્રકારની માંદગી ન આવે તે માટે ભીલ આદિવાસી સમાજમાં માતા અને નાના બાળકની સુરક્ષા માટે પરંપરાગત માન્યતાનું પાલન કરવું પડે છે.

નાનું બાળક હોય ત્યારે માતાએ શું ખાવાનું અને શું ન ખાવાનું તે વિશે પણ ભીલ સમાજમાં આગવી સમજ છે. જયારે સ્ત્રી માતા બને છે, ત્યારે કુંટુંબની વડીલ સ્ત્રી તેમની અને બાળકના સ્વાસ્થ્ય માટે ખૂબ જ કાળજી રાખતી હોય છે. નાના બાળકને દૂધ, ખોરાક તેમજ યોગ્ય પ્રકારે ઊંચકવું વગેરે બાબતે ધ્યાન રાખે છે. બાળકને સારી રીતે ઊંચકવુંમાં ન આવે ત્યારે 'આહલીયા જશે' એમ કહેવાય છે. એટલે કે છાતીની ઉપરની બે પાંસળીઓ ઉપર ચઢી જાય છે તેથી નાનું બાળક ખુબ જ રળતું હોય છે. તેથી એને ઊંચકતી વખતે ખૂબ જ ધ્યાન રાખવામાં આવે છે. નાના બાળકો ખાસ કરીને દાદા-દાદી સાથે રહેતા હોય છે. કેમ કે દાદા-દાદી બાળકોને ખૂબ જ વાહલા હોય છે. નાના બાળકોને ઉછેરવામાં પરિવારનો ખુબ મોટો ફાળો હોય છે.

ભીલ આદિવાસી સમાજમાં બાળક જેમ મોટું થતું જાય છે તેમ તે ઘરની બહાર રમતું થાય છે. બીજું તેમને રમવાની મોકળાશ પણ હોય છે તેથી તે ઘર બહાર રહેવાનું વધારે પસંદ કરે છે. ક્યારેક એકલા-એકલા તે એક ઘરથી બીજે ઘરે જાય છે તથા ઘરની આજુબાજુ બધી જ જગ્યાએ ફરતા હોય છે. કયારેક તો માતા કામમાં વ્યસ્ત હોવાથી બાળક કયાં ગયુ છે તે પણ ધ્યાનમાં નથી રહેતું. આમ બાળક પોતાના રહેઠાણથી માંડીને આજુબાજુના ઘર-આંગણાંમાં, એકબીજા ઘરના સભ્યો, બાળકો સાથે રમવા, ઉઠવા-બેસવાથી તેનામાં લાગણીસભર વ્યવહારનો

વિકાસ થાય છે.

બાળક પોતાના કુંટુબ સાથે હોય ત્યારે દાદા-દાદી કે કાકા-કાકી સાથે અચૂક ફરતો હોય છે. તે દરમિયાન તેમના કામો પ્રત્યક્ષ રીતે જોઈને તેના બાળ માનસમાં અનેક વિચારો થતા હોય છે. કુંટુંબના પરિવાર સાથે ફરવાથી ભૌગોલિક પરિસ્થિતિનું કે રહેઠાણ અંગેની સમજ કેળવાય છે. તેમજ રીત રિવાજ, ઉત્સવોમાંથી, બાળક નાનપણથી સમૂહનું મહત્વ શીખે છે. અને તે પોતે આત્મસાત કરે છે.

**બાળ રમતોનો ફાળોઃ**

દેહવાલી ભીલ સમાજમાં રમાતી બાળ રમતો બાળકોના શારિરીક, માનસિક અને બૌધ્ધિક વિકાસ તેમજ બાળકોની અંદર રહેલું કૌશલ્ય ખીલવવામાં મદદરૂપ થાય છે. રમતો રમવા માટે બાળકને પોતાની આવડત વિકસાવવા અનેક રમતોમાં સંઘર્ષ કરવો પડે છે. આવી સંઘર્ષરત અનેક રમતો બાળપણમાં રમાતી હોય છે. દેહવાલી ભીલ સમાજની બાળરમતો ખૂબ જ આગવી હોય છે. તે સ્વભાવિક રીતે જ વયજૂથ પ્રમાણે અને લિંગભેદ વગર જુદા જુદા પ્રકારની હોય છે. કેટલીક રમતો બાળક અને બાળકીઓ બંન્ને સમૂહમાં રમતા હોય છે તો કેટલીક રમતો એકલા છોકરા વચ્ચે જ રમાતી હોય છે. આ રમતો ખાસ તો ઘરના આંગણાંમાં, ખેતરમાં, નદી, તળાવ, વગડામાં કે ડુંગરોમાં તક મળે ત્યારે પોતાની કુશળતાથી રમાતી હોય છે. જેમ કે સીલપાટીની રમતોમાં ૭ થી ૮ બાળકીઓ ભાગ લે છે અને જમીન પર ૪ થી ૬ નાના ચોરસ ખાના પાડવામાં આવે છે. જેમા વચ્ચે એક નળીયાની ઠીકરી મુકવામાં આવે છે. આ રમતમાં ઠીકરી લેવા માટે ચોરસ ખૂણાની વચ્ચે ઊભા રહેવાનું, અને વ્યકિતથી પકડાવું નહીં તથા ઠીકરીને ઊંચકવી. તેનાથી બાળકમાં રહેલી ચપળતા અને તેમનામાં રહેલું ચાતુર્ય વિકાસ પામે છે. આવી રમતથી બાળક્માં નાનપણથી જ આવા ગુણોનો વિકાસ થાય છે. તે જ રીતે બાળક નદી કે તળાવમાં પણ રમતો રમતા હોય છે. તેમને દેહવાલી ભાષામાં 'સોય-સોય' નામથી ઓળખવામાં આવે છે. તેમાં તેઓ પાણીમાં તરવાની અને દાવ-લેવા-આપવાની રમત રમે છે. આ રમતોથી કોઈ પણ મુશ્કેલીમાંથી કઈ રીતે સંઘર્ષ કરીને આગળ જવાય છે તે તેમના બાળમાનસમાં અંકિત થાય છે. આ બાબત તેમને મોટી વયે ઉપયોગી બને છે.

ભીલ સમાજમાં બાળકોની રમતો અલગ-અલગ પ્રકારની હોય છે. તે જ રીતે 'કુકદોબી' જેવી રમતોમાં બાળકો તેમના સંતાયેલા સાથીઓને શોધે છે. આ રમતોથી બાળકો ખૂબ જ ધ્યાન પૂર્વક શોધ કરવાનું અને તેમનું જે સ્થળ છે તેને પણ સાચવવાનું કે કોઈક આવીને થાપ તો નહીં મારી જાય. એમ બંન્ને બાજુ જોઈ બાળક પોતાની બુદ્ધિની કુશળતાથી આ રમત રમે છે. 'કુકદોબી' રમતથી બાળકોમાં તીક્ષ્ણ બુદ્ધિનો વિકાસ થાય છે. આ દ્વારા ઝીણામાં ઝીણી વસ્તુની શોધ તથા મુશ્કેલીઓમાંથી રસ્તો કાઢવાનું જ્ઞાન આ રમતોથી બાળકો મેળવી શકે છે. 'કીચકા હારી', 'કાકરા ઉબાલી,''લાકડી ઉબાલી'ને કઈ રીતે દૂર લઈ જવાય, તેમજ પોતાની લાકડી એક પથ્થર પર મૂકવાની અને પથ્થર પરથી ખસી જાય એટલે તેમને પકડી લેવાનું આવી રમતોથી બાળક ઘણું શીખે છે. તેમજ 'આમલી પીપળી' રમતોથી બાળકને શૌર્યવાન, શુરવીર અને તાકાતવાન બનવાની કસરત મળી રહે છે. આવી જીવનના સંઘર્ષના પાયાની અનેક રમતો રમાતી હોય છે. આવી બાળ રમતોનો બાળકના મન, બુદ્ધિ અને શરીરના વિકાસમાં કે ઘડતરમાં સવિશેષ ફાળો હોય છે. આ રમતોથી બાળકોમાં પરોક્ષપણે સામૂહિક ભાવના કેળવાય છે. તેમાંથી તે પરંપરાગત જીવન વ્યવસ્થાને દઢ કરે છે.

**સાહિત્યની ભૂમિકા**

કોઈપણ સમાજનું લિખિત કે મૌખિક સ્વરૂપે સાહિત્ય હોય છે. આ સાહિત્ય ઓળખ, અસ્મિતા, અનુભવ તેમજ સમાજની સહઅનુભૂતિના માધ્યમથી બને છે. સમાજના કોઈ પણ વ્યક્તિ પોતાના લેખિત સાહિત્યને સ્વીકરતા હોય છે. ભીલોમાં પણ મૌખિક સ્વરૂપે સાહિત્ય છે જયારે આવા મૌખિક રૂપે રહેલા સાહિત્યને જયારે લેખિત સ્વરૂપ આપવામાં આવે છે ત્યારે આદિવાસી સમાજને એક નવી ચેતના મળી શકે છે. જે વર્ષોથી મૌખિક રૂપે સચવાય રહેલું

આ સાહિત્ય છે તે લેખિત સ્વરૂપ આપવાથી આદિવાસી સમાજ પણ પોતાના સાહિત્ય પ્રત્યે ગૌરવ લઈ શકે છે. આદિવાસી સમાજના બાળકો અન્ય સમાજના સાહિત્યને ભણતા હોય છે. તેથી તે બાળક પોતાના સમાજનું જે મૌખિક રૂપે રહેલું સાહિત્ય છે તેને તેઓ નકારતા હોય છે. તેમાંથી તેમને પોતાના સમાજ પ્રત્યે સહાનુભૂતિ કેળવાતી નથી.

ભીલ આદિવાસી સમાજમાં બાળકો જયારે નાના હોય છે ત્યારે પોતાના દાદા-દાદી પાસેથી અનેક પ્રકારની બાળ વર્તાઓ, ઉખાણા, લોકગીતો, લોકકથા, બાળગીતો તથા ગપ્પીઓ સાંભળાવતા હોય છે. આ લોકગીતો કે વાર્તાઓ આદિવાસી સમાજમાં મૌખિક સ્વરૂપે સચવાય રહેલા છે. બાળગીતો, બાળવાર્તા સાંભળવાથી બાળકના મનમાં અનેક પ્રકારની કલ્પનાઓ ઊભી થાય છે. જેમકે, દેહવાલી ભીલ આદિવાસી સમાજમાં ઉખાણા એ મૌખિક રૂપે લોકોના વિશાળ અનુભવમાંથી આવેલા, વ્યાપક સમાજ જીવનમાં દ્રઢ થયેલા અને લોકોના સાંસ્કૃતિક સ્વભાવ, રહેણી-ક્રણી આદિના પ્રતિબિંબ છે. આવા ઉખાણાથી બાળકના બૌદ્ધિક વિકાસને પારખવા માટે ઉખાણા સાંભળવા કે પુછવાની જે પરંપરા રહી છે તેમાંથી બાળકની બુદ્ધિ કસોટી થાય છે. આદિવાસી સમાજમાં આવા મૌખિક રૂપે રહેલા ઉખાણા સમાજના સામાજિક પરિવેશ કૃષિ, ઉદ્યોગો, ધંધા કે ખાનપાન તથા લોક વ્યવહારમાંથી હોય છે. તેમજ બાળવાર્તા, લોકગીતો, લગ્નગીતો, હોળીગીતો, ખેતીગીતો વગેરે જે સમાજના કંઠે સચવાય રહેલા છે તે મૌખિક સાહિત્ય બાળક નાની ઉમંરે સાંભળે છે અને તેમાંથી તે પોતાના સમાજ જીવનની સુક્ષ્માતિસુક્ષ્મ બાબતનો ખ્યાલ મેળવી રહે છે.

■

## રડો

**કાંતી માહલે**

રડો, બૂમ પાડીને રડો
ઘણુ પૂછ્યુ, ઘણુ કહ્યુ,
કેમ વેચો છો ન વેચો
પણ ન સભળાયું તમે
વેચી દીધું બધું
રડો, બૂમ પાડીને રડો
વેચી દીધી તમારી માતાને
પિતાને વેચી દીધા તમારા
જીવ, શરીર, હાથ-પગને
વેચી દીધું બધું
રડો, બૂમ પાડીને રડો
જમીન આપણી માતા છે.
જંગલ આપણા પિતા છે.
રડો, બૂમ પાડીને રડો
બધું વેચીને જે પૈસા
આવ્યા તેના બંગલા બાંધ્યા
મોટરસાઈકલ લાવ્યા, મઝા માટે ઉડાવ્યા
ટીવીફીવી લાવ્યા, હજુ
શું બાકી છે?
વેચી દીધું બધું
રડો, બૂમ પાડીને રડો
જે કંઈ વસ્તુ લાવ્યા
તે વસ્તુ તમને અનાજ, પાણી
ખાવાનું પીવાનું લાવી આપશે
તે જ વસ્તુઓ તમને જીવાડશે.
વેચી દીધું બધું
રડો, બૂમ પાડીને રડો
બધું જ તો વેચ્યું અત્યારે
પત્ની, બાળકો વેચો, બહેન
પુત્રીને પણ વેચી દો
એકલા રહીને મઝાથી રડો
વેચી દીધું બધું
રડો, બૂમ પાડીને રડો.

# વાહરુ સોનવણેની કવિતાઓ

અનુવાદઃ જિતેન્દ્ર વસાવા

## પહાડ ઢોલવા લાગ્યો છે

જે આ લોકોની માણસાઈ
છોલી-છોલી ખાઈ ગયા
તે હજુ પણ જીવે છે
અને...
માણસાઈની લોહીથી
ચમકી રહી છે-
ચિંગારી - સાંપ્રદાયિકતાની
પહાડ ઢોલવા લાગ્યો છે
એમાં જે આદમ(લોક) દબાયેલો છે-
તે ઈન્સાન છે !

## મંચ

અમે મંચ પર ગયા જ નહીં
ને અમને બોલાવાયા પણ નહીં
આંગળીના ઈશારાથી
અમને અમારી જગ્યા બતાવી
અમે ત્યાં બેસી ગયા;
અમને શાબાશી મળી
ને તેઓ મંચ પર ઊભા રહી
અમારું દુઃખ અમને જ કહેતા રહ્યા.
અમારું દુઃખ અમારું જ રહ્યું
કયારે એમનું થઈ નહીં શકયું...
અમે અમારી શંકાઓ ધીમા અવાજે કહી
તેઓ કાન ઊભા કરી સાંભળતા રહ્યા
પછી ઠંડો નિઃશ્વાસો નાખ્યો
અને અમારા જ કાન પકડી
અમને જ ધમકાવ્યા
માફી માંગો; નહિતર...!

## સ્ત્રી

જુવાનીમાં 'વેશ્યા'
ઘડપણમાં ડાકણ
એવું જ કહે છે લોકો
લોકોનું શું
લોકો કંઈપણ કહે છે
એક એવી વસ્તુ
તેને રસ્તામાં, ઘાટીમાં
મળી જાય ત્યાં જ રોકી લો
મનમાં આવે કે અંગ લગાડી લો
હવસ પૂરી થઈ કે છોડી દો
ન ચીસ ન પોકાર (બૂમ)!
નવી સાડી, નવી વહુ
સસરાને પગે લાગતી
જુની થઈ ફાટી જતી
સાડીની સાથે ને સાથે
પછી-
થીંગડા મારી-મારી જીવતી
જિંદગી ભર!

## દેવદાસી

એક પ્રદેશ
ત્યાં દેવતાના નામ પર છોકરીઓ ચઢાવાય છે.
મરઘીઓ-બકરીઓ માફક
જુવાન થતાં-થતાં
બગલામાં પકડો
ખૂણાખાચરામાં લઇ જઈ
વાપરી લો, કોણ જુએ છે ?
ઘર છે ન દ્વારા
દેવતાની બકરીઓ તે
દેવદાસી કહે છે એમને !

## પાલમાંડી વસ્તી

એક વસ્તી
જયાં 'પાલ' પાથરવામાં આવે છે.
પેટ ભરવા, પેટ રહી જાય છે.
ત્યારે પણ તેમની
પાથરવી જ પડે છે પાલ
તે જ 'પાલમાંડી' વસ્તી.

## બંધ

શિયાળાની કકડતી ઠંડી
દાદા, શું લાગે અમને ?
અમે ગરીબ માણસ
પેટની આગ એટલી છે કે
ઠંડી લાગતી જ નથી
દાદા બંધ પર વસ્તી અમારી
ત્યાં જ સૂર્ય ઊગે છે, ત્યાં જ આથમે છે.
બંધ નો ખૂંટો હું
'ખૂટ-જાગલ્યો' કહે છે મને બધા
શું કહું દાદા, બંધનું બંધન
ખૂબ મોટુ છે... ખૂબ મોટું !
કયારેક તો આ બંધ
ખોદી જ કાઢવો પડશે, ફેંકી દેવો પડશે,
કહેતો ડોશો ધીરેથી ઊઠયો ને-
બંધ પર થઈને ચાલી ગયો.

## આવું કયાં સુધી ?

દુઃખ, તાજુ દુઃખ લીલું- લીલું
સુખના સ્વપ્ના શણગારીને
જોતા રહ્યા અંધારામાં તારાઓને
અને આજનું દુઃખ આજે ભૂલી જવું
કાલનું દુઃખ ભોગવવા માટે!
પણ આવું કયાં સુધી ?
જયારે તારાઓ જ છુપાઈ જાય
વાદળોની ઓથમાં
ત્યારે, ચમકે છે વીજળી
દુઃખના લીલા વનમાં !

## લીલા જંગલોમાં

લીલા-લીલા જંગલોમાં
તૂટી પડેલા
સાગના પાન સરખી
તૂટી-ફુટી તે ઝૂંપડીઓ !
જંગલના જંગલી માણસો
કંદમૂળ ખાવાવાળા
પાસે
ન બચ્યા કંદ અને ન બચ્યા મૂળ
કયારનાય થઈ ગયા ગાયબ
ભયંકર ભૂખથી ચોંટી ગયું છે પેટ

પીઠ સાથે
લીલા-લીલા જંગલોનાં નાગાં -પૂગાં છોકરાં
આદિમ સામ્યવાદ અને ગુલામગિરીની
રમતો રમતા હતા-
ધૂળમાં
ઝૂંપડીની સામે !

## કાંટાઓ

અજાણતામાં
જિંદગીને ભોંકાતા કાંટાઓ
ગૂપચૂપ ભોંકાતા રહેતા, ભોંકાતા રહેતા
ચૂપચાપ !
એ બધું જાણે છે પણ સમજતા નથી
રસ્તા પરના કાંટાઓ-
જયારે અમે જ ખૂંચવા લાગીએ એમને
ત્યારે તે
રસ્તાના કાંટાઓ
ઉઘાડે છોગ ખૂંચવા
ભોંકાવા લાગે છે અમને
નહીંતર, ગુલશન બહાર !

## ઝૂંપડી

આંસૂ લૂછીને
ગોવાળિયાના છોકરાઓ કહેશે-
'આ તો વાહરુ ભાઇની ઝૂંપડી છે'
અને નવી-નવી વાતોને
જુની યાદ સાથે જોડી દેશે
સ્મશાન જગાવવા માટે
મુખી(આગેવાન) બનીને
પણ
જો તે તેમને માટે
મરશે ત્યારે
બધાના મન રડશે !

## ગોદડી

મારી ફાટેલી ગોદડી
મેલી ઘેલી
ગોદડીની અંદરો અંદર
દમ ઘૂંટતો રહ્યો હું
નાકમાં ખાટી ગંધ
ઉપર નીચે ખેંચીને
બદલતો રહ્યો પડખા
ગોદડીમાં નાક દબાવીને
ખાટી ગંધ સહેતો રહ્યો.
આજ ગોદડીમાં
ઓલવાતા ચાલ્યા ગયા પૂર્વજો
આંસૂઓથી ભીની થઈ રહી ગોદડી
અને
ખાટી ગંધ
યાદ કરાવતી રહી
પૂર્વજોના દુઃખની.
આજના વારસદારોને
મારી ફાટેલી ગોદડી
મેલી ઘેલી !

## અને...

શેરડીનો રસ પીવાવાળા લોકો
અને
લોકોનો રસ પીવાવાળી શેરડી...

(ભીલોરી કાવ્ય સંગ્રહ 'ગોધડ'ના હિન્દી અનુવાદ
'પહાડ હિલ રહા હૈ' માંથી)

▪